૩૮૭૩

# સત્યવંતી આખ્યાન.

યાને એક

## સત્યતાનો આબેહુબ ફોટોગ્રાફ

ઘણા વધારાને સુધારા સાથે.

---

રચનાર


જાહાનમહુમદ નુરમહુમદ

કચ્છચોબારીની. દ. ગુ. નિશાળના મેહેતાજી.



છપાવી પ્રસિદ્ધ કરનાર

ઠક્કર ગોવિંદજી વિ. સિવજી કરાંચી.

આવૃતી બીજી.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૮.

કીમત રૂ૦-૮-૦ આના.

૩૮૭૩

# સત્યવંતી આખ્યાન.

યાને એક

## સત્યતાનો આબેહુબ ફોટોગ્રાફ

ઘણા વધારાને સુધારા સાથે

રચનાર


**જાહાનમહમદ નુરમહમદ**

કચ્છીચોબારીની. દ. ગુ. નિશાળના મેહેતાજી.



છપાવી પ્રસિદ્ધ કરનાર

ઠક્કર ગોવિંદજી વિ. સિવજી કરાંચી.


દોહરો.

વાંચી પુસ્તક પ્રેમથી, સજ્જન સહુ નરનાર;
નવરસ જેમાં નવલ છે, સમજે કરી વિચાર.


આવૃતી બીજી.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૮.

કીમત રૂ૦-૮-૦ આના.

# પ્રસ્તાવના.

## श्लोक.

**शूर्पवतसजतेदोषान गुणानगुप्हंतिपंडिता ॥**
**दोषग्राहीगुणत्यागी चालनीवतुदुर्जन ॥**

**मान्या** પંડિતો સૂપડાની પેઠે દોષ તજે છે; ને ગુણનું ગ્રહણ કરે છે દુર્જન ચાલણીની પેઠે દોષ લેછે. ગુણનો ત્યાગ કરેછે.

શાણા સજ્જનો ઉપરના સ્લોકને ધ્યાનમાં લઈ પુસ્તક મુસાફરી કરવા મારી વિનતી છે. કારણ મનુષ્ય અનેક ભૂલથી ભરેલા છે. ભૂલ વગર તો એક શ્રી અંતરયામી છે વળી દરેક કામનો મહાવરો રાખવાથી તેમાં દિન પ્રતિદિન ભૂલ સુધરતી જાયછે. માટે આ ગ્રંથ અનેક ભુલોથી ભરેલો હશે, પણ તે તરફ લક્ષ ન આપતાં સાર સાર ગ્રહણ કરશો; પુસ્તક થોડુંકજ વાંચી અટકી ન પડતાં આગળ વધજો. એટલે મેહેનત સફળ થશે એ ખચિત જાણજો.

સુજ્ઞ વિદ્વાનો આપણી ગુર્જર ભાષામાં વાર્તા રૂપે ઘણાં પુસ્તકો સારા વિદ્વાનોની કશેલ કલમેથી લખાઈ ચુકાયાછે. આજ કેટલાક રોજ થયા વારતા રૂપે ગદ્ય પદ્ય મહાત્મ પુસ્તક બહાર પાડવા મારો વિચાર હતો. પણ કેટલીક અડચણને લીધે તે કામ અટકી પડયું. ખરેખર નિયમછે કે,

એક હાથે તાળી પડતી નથી, તેમ હરેક કામ બીજાની મદદ વગર પ્રથમ પાર પડતું નથી, તેમાં પણ મારા જેવા શિખાઉ ગ્રંથકારને તો અવશ્ય મદદની જરૂરજ છે સજનો પ્રથમ આવૃત્તિની એક હજાર નકલ એકદમ ખપી જતાં આ બીજી આવૃત્તિ વિશેષ માગણીઓ થવાથી બહાર પાડીછે.

આ પુસ્તકની અંદર વિશેષ વધારો તથા સુધારો કરી સ્વદેશીઓની સેવા બજાવવા મેહેનત લીધામાં આવીછે. એટલુંજ નહી પણ મનોરંજક બત્રીશીની એક નાની પણ ઓપીક બુક પણ પછવાડે દાખલ કરીછે; સજ્જનો વાંચનારા સખ્સ પુસ્તક વાંચી તેની પરિક્ષા કરશે; એટલે લખનાર પોતાની મેહેનત સફળ થયેલી જાણશે;

દા. જા. નુ.
કર્ત્તા.

---

# અર્પણપત્રિકા.

**પ્રીય સ્વદેશીઓ જોગ.**

માનવંતા સજ્જનો આર્યાવૃતને વિશે રહી સ્વદેશી-
ઓના ભલાને વાસ્તે ઉત્કૃષ્ટ વિચારો બહાર
પાડવા સ્વદેશાભિમાન ધારણ કરી સ્નેહ
પૂર્વક જે મંડ્યા રહેછે વળી આ કાર્યમાં
મને પાર પાડવા અતિ મદદ આપી
ફતેહ પમાડી છે જેથી આ મારો
લઘુ ગ્રંથ આપની શેવામાં
અર્પણ કરૂંછું તે પ્રેમ
પૂર્વક સ્વિકારશો
એવી આશા
રાખુંછું.

હુંછું
આપનો આભારી
**જાનમહમદ નુરમહમદ.**

---

३८७३

# सत्यवंती आख्यान.

---*---

## પ્રભુપ્રાર્થના.

### પદ.

સલામ સહુને હાલ, સાહેબો સલામ સહુને હાલ. એ રાગ.
ડહાપણ તારૂ અપાર, પ્રભુજી ડહાપણ તારૂ અપાર. (ટેક)
જગ રચનાઓ અદભૂત કીધી, કોઈ ન પામે પાર. પ્ર૦
પ્રબળ શક્તિ ફેલાઈ જગમાં, ઉચરે એમ નર નાર. પ્ર૦
સોમ રવિને ગગનમાં ગ્રહ છે, તેનો તું કરનાર. પ્ર૦
વંદન કરીએ મદદજ આપો, કાર્ય ઉતારો પાર. પ્ર૦
મળીને જન સહુ કોઇ આરાધે, મેહેર કરો કિરતાર. પ્ર૦
દીન જાનુંની વિનતિ શ્રવણે, સુણજો જગદાધાર. પ્ર૦

### દોહરા.

ગ્રંથારંભ હોંસે કરૂ, શાણા સજ્જન કાજ;
નવ રસ નાંખ્યા નવલ બહુ, ઉચરી એક અવાજ.
દર્પણમાં શું મુખ જુવો, શું દેખાયે તેજ;
વિચાર રૂપી ખાપ આ, જોતાં પડશે ફેજ[1].
લલીત પોથી જોઈ જન, રીઝે છે મન માંહિ;
રીઝાવું નહીં રંગથી, જોવા ઢંગજ કાંઈ.

---

૧ આરામ.

સમજી સાકર સ્નેહથી, બિલોર ખાવા જાય;
મરે આંધળો મહિ વિષે, સહસાથી દુઃખ થાય.
સુખ ઇચ્છો આ જગતમાં, તો કહુ વાર હજાર;
પુસ્તક આવાં પ્રેમથી, પઢો સહૂ નર નાર.

દોહરા.

ફતેપુર નામે નગર, હતું એક વિશાળ;
રાજ્ય કરે રઘુવંશિ જ્યાં, રૈયત સહુ દાતાર.
વર્ણ અઢાર વસે તહીં, સુખી સહુ નર નાર;
રાજા રૈયતને વિશે, અરસ પરસ બહુ પ્યાર.
વસે દ્વિજ જાતી અતિ, દાનેશ્વરી ઉદાર;
બાળમુકંદ તે માંહિં બહુ, હતો દ્વિજ હુશિયાર.
સુંદરી તેને શોભતી, ભલપણનો ભંડાર;
સદ્‌વિદ્યામાં સરસ્વતિ, સાવિત્રિ અવતાર.
દોલતને અતિ સાહેબી, હતી એહને ઘેર;
ખાય પિએ મોજો કરે, કરે અતિશે લે'ર.
સુખી હતો સહુ વાતમાં, એક જાતનું દુઃખ;
પુત્ર પેટ નહિં તેહને, તેથી ઉદાસી મુખ.

બાલમુકંદને પુત્રનું મોટું દુઃખ હતું. તેથી તેને હમેશાં એવા તુરંગ ઉઠતા કે, "જગદીશ્વર મને એક પુત્ર કે પુત્રી આપે તો કેવું સારૂ? અરે હું જ્યારે આ જગત ત્યાગ કરીને જઇશ, ત્યારે મારી દોલત, મારી સાહેબી, મારા શણગારેલા અવાસો, મારી નવાણો સહિત વાડી, અને

બાગ બગીચા વગેરે કોણ સાચવશે ? અરે મને તેનું તો કંઈ પણ દુઃખ નથી થતું. પણ હું મુવા પછવાડે નર્કમાંજ સડ્યાં કરવાનો. કારણ શાસ્ત્રમાં કહ્યું છે કે, પુત્ર વિનાનો માનવી મુક્તિ પામતો નથી. અરેરે આ બધું સંભારૂછું ત્યારે મારા દુઃખની તો અવધીજ છે.

જુવો તો ખરા કોળી નાળી વગેરે અઘોર કૃત્ય કરનારાઓને ઘેર કેટલા બધા છોકરા કેવી નઠારી હાલતમાં ફરે છે, ને મારે એક પણ નહી. ભલા ભગવાન ! એ તારે ઘેર કેવો અન્યાય છે ? પણ નાના ! હુંતો ભૂલું છું. એમ તો હોયજ નહી. કારણ કે ત્યાં કને તો સત્યજ વર્તાય છે કહ્યુ છે કે.—

### દોહરો.

પુન્ય કરે થોડા જનો, પાપ ઘણા કરનાર;
પાપી જનમે નિચમાં, એહ થકીજ અપાર.

આ દુનિયામાં પાપ કર્મ કરનારા ઘણા છે. અને પુન્ય કરનારા તેમજ સત્ય કર્મો કરનારા થોડા છે, તેથી રખે ને એ પાપીઓ, નીચને ઘેર જનમી તેમના વંશમાં વૃદ્ધિ કરતા હોય !! અને સત્ય કર્મો કરનારા થોડા છે. એટલે મારે ભાગ્યે ભળતું નહીં આવતુ હોય !! એવા નઠારા પુત્રો કરતાં ન હોય તેજ ઉત્તમ છે માટે હે ભગવાન જો પુત્ર અથવા પુત્રી આપે તો, સુકર્મીજ આપજે પણ આ-

વા કોળી નાળી જેવાં દુષ્કર્મી ના આપીશ. કેમકે તે કરતાં તો મારી આ સ્થિતિજ સારી છે. પણ ના ના આ શું હું બકુ છું? ગમે તેવો તો પણ પુત્ર !! અરે કદાપી અકર્મિ હશે તોપણ મારૂં નામ તો રાખશે? મારા આ અવાસમાં દીવો બાળી તો બેસશે? વળી નિર્વંશી પણ નહીં કેહેવાઊં, આવી રીતના અનેક તરેહના તર્ક વિતર્કો ઓટલે બેઠો બેઠો બાળમુકંદ પોતાના અંતઃકરણમાં કરે છે, અને તે ખોટા વિચારોમાં એટલો તો લીન થઈ ગયોછે, જે પોતાની આશપાશ શું બને છે, તે પણ જાણતો કે જોતો નથી. અને તેના મનના વિચારોએ કરી, તેના મુખાર્વિંદ ઉપર ઉદાસીની પીછોડી છવાઈ ગયેલી જણાઇ આવતી હતી, તેથી તે બેભાન અવસ્થામાં બેઠેલા જેવો લાગતો હતો. એવે પ્રસંગે તેની સ્ત્રી રાધિકા આવી તેણે પોતાના સ્વામીને આમ ઉદાસીમાં બેઠેલા જોઈ પુછ્યું. સ્વામીનાથ આપ આમ ઉદાસ બેઠાછો એનું કારણ કંઈક હોતું જોઈએ.

**બાલમુકંદ**—પ્યારી સ્હેજ કાંઇ વિચાર મારા મનમાં પેદા થયો તેથી.

( એટલામાં રાધિકાની પાડોશણ જયકુંવર આવી ચડી. )

**રાધીકા**—બેન જયકુંવર શું આજ તમે ભુલાં પડયાં?

**જયકુંવર**—બાઇ હમણાંજ ઘરના કામમાંથી પરવારી એટલે જાણ્યું કે થોડી વાર તમારી પાસે આવી બેસુ, પણ મને આજ લાગે છે કે તમે ઘણી ઘ-

ણીઆણી કાંઇક ઉદાસીમાં હો, તેમ તમારા ફીકા ચેહેરાપરથી જણાય છે.

**રાધિકા**—નાના બેન ઉદાસી તો કંઇ નથી ( આટલામાં બાલમુકુંદ ત્યાંથી ઉઠી પોતાની બેઠકમાં જાય છે. જ્યાં કને પોતાના સોબતીઓ જેઓ હમેશ આવતા તેઓ પાછળથી કંઇક રહેજની વાતો કરવા આવ્યા )

**જયકુંવર**—બાઈ તું મારાથી શા વાસ્તે છુપું રાખેછે? તું મને કહે કે તું આમ વાત કરતાં કરતાં નિસાસા શા વાસ્તે નાંખેછે? મારાથી બનશે તેવી મદદ હું તને કરીશ. એ તું ખાત્રી પુર્વક માનજે.

**રાધિકા**—( એકદમ ગળગળી થઈ ગઈ ને બોલી ) બેહેન થોડી વાર પર હું ઘરમાંથી બાહેર આવી એટલામાં એમને ( પોતાના પતિને ) કંઈ ઊંડા વિચારમાં બેઠેલા દીઠા. એટલે મને પણ અફ્સોસ થવા લાગ્યો, કારણ હું તરત ચેતી ગઈ, અને તને પણ ક્યાં કહેવું પડે તેમ છે. અમારે સર્વ વાતે લીલા લેહેરછે પણ———( રડે છે. )

**જયકુંવર**—બેન હું સમજી, પણ તું, આવી સમજુ ભણેલી ને હુંશીયાર છતાં આમ ધીરજ મેલી દે એ તને લાયક નથી તે દહાડે તુંજ વાંચતી હતી કે, ગમે તેવા દુઃખની વખતે ધૈર્યતા પકડવી. હવે

આવે પ્રસંગે તુંજ તારૂં બોલ્યું ન પાળે એ કેવું કહેવાય ?

રાધીકા—( રડતાં રડતાં ) બેન—

**બનજારા.**

શિરકતસેં ભારી તાલા તું પાક હેજ લોજલાલા એજ રાગ.

છે સંકટ મુજને ભારી, સાહે થાજો દેવ મોરારી;
મૈયરમાં હું માનીતી, રહેતી હું રાખી નીતી;
તે હાલ થઇ દુઃખીઆરી. સાહેથા.
પરણી હું વરસે પાંચે, મારા પ્રિય પતિની સાથે;
ગુણવંત મળ્યા ગુણ કારી. સાહેથા.
ઉમળકા આવે ઉમંગના, બહુ જોસ ચડેછે રંગના;
શું કરૂં દુખ ફીલકારી, સાહે.
ગયાં વીશ વર્ષ મુજ વીતી, છે પૂત્ર તણી તો પનોતી;
તેની લાગી ખુન કટારી. સાહે.
જપ તપ ક્રિયાઓ કીધી, ઘણા ધર્મ આહુતી દીધી;
મારી પ્રિય સખી હું હારી. સાહે.
કહું એથી અધિક શું તુજને, લજ્જા આવેછે મુજને;
કહું જાન મહમદ જારી. સાહે.

**જયકુંવર**—બેન તું સમજુ છતાં આમ કલપાંત કરે એ ઠીક ન કહેવાય મારી તને એવી ભલામણ છે કે, જો તું અફસોસ કરીશ તો તારા શરીરને નુકશાન થશે. દુખ તો માનવીને માથે અનેક પડે

છે. પણ ક્યાં જઇએ, જે ઇશ્વર આપે તે શીર સાટે (આટલામાં તેને સાદ થવાથી તે ઉઠીને પોતાને ઘેર જાયછે.)

હવે આપણે પેલા બાલમુકંદને સંભાળવો જોઈએ. કે, તેનું શું થયું, બાલમુકંદ પોતાની બેઠકમાં ઉદાશી મુખે બેઠો હતો, તેવામાં ત્યાં કને તેના સોબતીઓ આવી ચ-ડ્યા. તેઓએ બાલમુકંદનો ફીકો પડી ગએલો ચેહેરો જોઈ પૂછ્યું.

**લાડુભટ**—કેમ ભાઇ આજ ઊંડા વિચારમાં બેઠેલા જ-ણાઓ છો?

**અમથારામ**—નાના ભાઈ, એમના વિચાર હું સમજ્યો.

**જોઇતારામ**—વળી વિચાર તે શા સમજવાના હતા, એતો હવે નાત વરો કરી બ્રાહ્મણોને લાડુ જમાડવાના છે.

**બાલમુકંદ**—ભાઈઓ તમે ગમે તે રીતે બોલો પણ મારે તો કશા વિચાર કરવાના નથી.

**સર્વજણા**—વિચાર કરવો ન કરવો તમારા હાથમાં છે, પણ અમે તો અટકળ બાંધીએ છીએ જે હવે લાડુના ઢેર[1] થવાના.

**બાલમુકંદ**—બ્રાહ્મણને તો લાડુમાંજ ચિત્ત વસ્યું હોય છે. પણ કહો તો ખરા કે મારે તે એવું શું છે. જે હું, એવા વિચાર કરૂં.

---

૧. ઢગ.

**સર્વે**—નારે ભાઈ અમો અમસ્તા હસતા હતા.

(તેટલામાં એક ભલો બ્રાહ્મણ આવી ચડ્યો તેણે બાલમુકંદ તથા બીજા બ્રાહ્મણો વચ્ચે થતી ખટપટ સાંભળી બોલવાની ફરજ થઈ તેથી બોલ્યો, કેમ ભાઈઓ, આજે બાલમુકંદ ભટપર શાનું વાદળ ઉતાર્યું છે ?)

**બાલમુકંદ**—નરસીંરામભાઇ, તમે જાણોછો કે મને પુત્રનું મોટું દુખછે. ઇશ્વર કૃપાએ મારે સર્વ વાતે લીલા લ્હેર છે, પણ આ વાતથી તો હું કંટાળ્યો છું. જેમ જેમ હું વિચાર કરૂંછું તેમ તેમ મારી કલ્પના શક્તિ ભયંકર રૂપ પકડેછે. આજે હું એ બાબતના વિચારમાંજ હતો, એટલામાં આ મારા સોબતીઓએ આવી મને અમસ્થો પજવવા માંડ્યો, કહો ભાઇ મારા નશીબના શું થોડા ભોગ છે ? ભાઈ મારે તો એ બાબત દુઃખની અવધીજ છે. (નીશાશો નાંખે છે)

**નરસીંરામ**—પ્રિય ભાઇ આપ આમ હિંમત હારી બેઠા છો તેથી કંઈ પણ વળવાનું નથી. માટે આમ કઢાપો ન કરતાં કંઈ ઉપાય કરશો તો પર્માત્મા ધારેલ કામ પરિપૂર્ણ કરશે, અને આપ જો આવી રીતે બળતરા વેઠશો તો પરિણામે શરીરને નુકશાન થવાનું.

**બાલમુકંદ**—(ઉભરો આવતાં) અરે ભાઈ મને કાંઈ સૂજ-

તું નથી—ખરેખર મારૂં મન પાછું હઠેછે. અહો ? વિશ્વેશ્વર:

### જોગી આશાવરી.

લયેલી લયેલી પૂકારૂં મેં બનમે. (એ રાગ.)

લાગ્યું વાંઝીઆ મેણું કરમમાં,
પૂર્વે ફેર હશે કંઇ ધરમમાં;
નથી કીધાં મેં પાપ લગાર,
તોય પડીઊં દુઃખ અપાર;
નથી બાળ્યાં મેં તુળશીનાં વર્ન,
તોય કેમ નડે છે વિઘ્ન;
પ્રાણુ કાઢી હવે હું મરૂં,
હાય જીવીને હું શું કરૂં;
પુત્ર વિના સુનો સંસાર,
કોણુ તારસે પિંડ નિરધાર;
સ્વર્ગ સાંપડવાનું ક્યાંથી,
શાસ્ત્રે એમ લખ્યું છે નકી.

### લાવણી.

ખુશ રહો સનમ જા મેરા બિદાતા બેલી એ રાગ.

ઓ નાથ નિરંજન હાથ ગ્રહિને તારો,
શું પડયો કહો અપરાધ નાથજી મારો;
કરો માફ મારા અપરાધ જગતના જાની,
એક પુત્રવિના ઘર સૂત્ર, જાણુંછું જ્ઞાની;

મારાં સગાં સહોદર ભ્રાત વાત કરે છાની,
જો મરે બાળમૂકુંદ, મટે નુકશાની,
ઝટ મરે જરતો જડે, અમને ભારી,
એમ કરે તાકીને વાત, ઘાત દીલ ધારી,
તેનું નહી દુઃખ હું કહી દિલ દરશાવું,
પણ નામ નાશ મુજ થાય, તેથી ગભરાવું;
છે જાન મહમદ જીગર, પ્રાણથી પ્યારો,
જેને હોય પારણે પૂત્ર, લક્ષ ગણો લ્હાવો;

**નરસીંરામ**—ભાઇ તમે જો આવી રીતે કલપાંત જારી રાખશો તો ખચિત ઘેલા થઇ જવાના. માટે ધિરજ ધારો તો સરવે દીન દયાળ સારૂં કરશે. કારણ ધૈર્યતાથી સતી દ્રૌપતી વીગેરેના નીયમ પરમાત્મા પરમેશ્વરે રાખ્યા છે.

**બાલમુકુંદ**—ભાઈ હું પણ મારા મનમાં સમજાુછું પણ જ્યારે દુઃખરૂપી દરીઆવના મોજા મારાં કોમળ આંતરડી રૂપી નાવને લાગે છે. ત્યારે બુડવાની દેહેસતને લીધે આમથી તેમ ફાંફાં મારેછે.

**નરસીંરામ**—ભાઈ તેને પણ સત્ય રૂપી પવન કિનારે ઉતારશે. (જાય છે)

પછી સાંજરે બાલમુકુંદે ઘેર આવી પોતાની સ્ત્રી પાસેથી દૂધ દોવાનું પાત્ર માગ્યું, જે તેણે તરત આપ્યું તે લઈ બાલમુકુંદ ગાયને દોવા લાગ્યો, પરંતુ તપાસ કરતાં મા-

લમ પડ્યું કે આજે કામધેનું કોઇએ દોહી લીધેલી જણાય છે. તેથી એકદમ પોતાની સ્ત્રીને કહ્યું, અલી જોતો ખરી આપણી કામધેનું કોઇએ દોહી લીધેલી જણાય છે. એ આપણા જગા ગોવાળના કામ તો નહી હોય? ( આટલામાં જગો ગાયની ચરામણીના પૈસા લેવા આવે છે. તેને બાલમુકંદે કહ્યું ).

**બાલમુકંદ**—જગા, આજ અમારી કામધેનું કોણે દોહી લીધી છે?

**જગો**—( વિષ્મય થઇને)શું? તમારી ગાય, આમકેમ બને, કોઇ દિવસ નહીં ને આજે, શું બાલમુકંદભાઇ તમે પણ શક કરતા હશો, મારા ભાઈ તમારે મન હાંશી ને મારે મન સ્વાસ જાયછે.

**બાલમુકંદ**—ત્યારે તને પણ મારી વાત ખોટી લાગેછે. ખરૂં કે નહીં?

**જગો**—ના ભાઈસાહેબ. ત્યારે હશે, પણ આતો આશ્ચર્ય કહેવાય.

**બાલમુકંદ**—આશ્ચર્ય જેવું તો છેજં. પણ ફીકર નહી. ( પછી જગો ગાયની ચરામણીના પૈશા લઈ જતો રહે છે )

બાલમુકંદ દરરોજ દૂધ ગુમ થઇ ગયાનો તપાસ કરે પણ દૂધ દરરોજ ગુમ થઈ ગયાનો પતો મળે નહીં. તેથી

પોતાના મનમાં વિચાર કર્યો જે આતો કાંઈપણ દગો થાવ છે, માટે મારે એનો તપાસ કરવો જોઇએ. આવો ઠરાવ કરીને ગાયને પો ફાટે છોડીને તેની પાછળ પાછળ ચાલ્યો. ગાય એક અશોકગીરી પર્વત હતો તે પર ચડી, અને થોડી વારમાં એક પુષ્કળ ઘાસથી ભરેલી ખીણમાં ઉતરી ચરવા લાગી. બાલમુકંદ તેને છુપાઈને જોવા લાગ્યો. આવે વખતે ગાયને આવેલી જોઈ એક નાગ પોતાના રાફડા માંહીથી બહાર આવ્યો, અને તેનું દૂધ પીવા લાગ્યો. થોડી વારમાં ખુબ ધાવીને તૃપ્ત થયો. તેથી તેને આનંદ ઉપજ્યો. આનંદના ઉભરામાં તે એકીદમ બોલી ઉઠ્યો. આહા! આજે કેટલા રોજ થયા આ ગાયનું દૂધ પીને ખુશી રહું છું. જો આ વખતે આ ગાયનો માલેક હોત તો ખરેખર તેને ન્યાલ કરી નાખત પણ તેતો બનેજ ક્યાંથી? આ સઘળું વૃતાંત બાળમુકંદ તો સાંભળ્યાજ કરતો હતો તેથી સમય જોઈ નાગ પાસે જઈ હસ્ત જોડી ઉભો રહ્યો. નાગે પુછ્યું ભલા માણુસ તું કોણછું. અને આવે વખતે અહીં ક્યાંથી. બાળમુકંદે કહ્યું મહારાજ હું-આ પાસે ઉભેલી કામધેનુનો ધણી છું. કેટલાક રોજ થયા એનું દુગ્ધ ગુમ થઇ જતું માટે આજે તેની તપાસ કરવા નિકળેલો તે આંહી. આવી ચરચા જોવા ઉભેલો હતો તેવામાં આપના મુખાર્વિંદની મધુરી વાણી સાંભળી. આપની સેવા બજાવવા આવ્યો છું. નાગે તેની કોમળ વાણી સાંભળી કહ્યું, તારા મુખની વાણી તારાં નમ્રતા

ભરેલાં દીન વચન સાંભળી હું ખુશી થયો છું; માટે ખુશીથી વચન આપુછું. જે માગવાનું હોય તે તું માગી લે કારણ દર વખત કાંઇ આવું અમ્રત ચોઘડીઊં હાથ આવવાનું નથી, માટે કાંઈપણ વિલંબ કરચા વગર માગી લે. બાળમુકંદે હાથ જોડી કહ્યું. દીન દયાળ હું બીજું તો શું માગું કારણ મને સર્વે વાતની લીલા લેહેર છે પરંતુ મારે પેટ પુત્ર નથી. જેથી મને પુત્ર લાભ થાય તેની પ્રેરણા કરશો. અને એનેએ, આશામાં હું અહોનિશ ભટકયા કરૂં છું, તે ઉમેદ પુરી પાડશો. નાગે કહ્યું બાલમુકંદ તારા નશીબ માં પુત્ર લાભ નથી, તો પણ હું પ્રથમથી તને વચન આપી ચુકયો છું, માટે તારે પેટ પુત્ર લાભ થશે, પણ તે વરણે શામળો થશે. આવું જો થાય તો તું તેનું નામ હરિપ્રસાદ પાડજે. બાળમુકંદ તથાસ્તુ કરી ઘેર વળી આવ્યો. ને નાગ ત્યાં અલોપ થયો. બાળમુકંદને ઘેર કેટલીક મુદત વિત્યા બાદ તેની સ્ત્રીને ગર્ભ રહ્યો. ઇશ્વર કૃપાએ તે સગર્ભા સ્ત્રીએ એક દિવસે એક રત્નને પોતાના ઉદરથી જન્મ આપ્યો, તેજ વખતે બાળમુકંદે તેને નખચખ શીખે તપાસી જોયો તો નાગે કહ્યા પ્રમાણેજ તે જણાયો અને મુહુર્ત જોવરાવતાં નાગના કહેવા પ્રમાણેજ ह અક્ષરે નામ આવ્યું તેથી તેનું નામ હરિપ્રસાદ પાડયું. જાચકોને દાન આપી ન્યાલ કીધા તથા બધા ગામમાં ઉત્સવ જામ્યો હરિપ્રસાદ મોટોને સમંજણો થયો એટલે

તેના માવિત્રોએ તેને નિશાળે ભણવા મુક્યો. ત્યાં કને તે પોતાની ચાલાક બુદ્ધિથી વિદ્યાભ્યાસમાં વધતો ગયો અને પંદર વરશની અંદર તો તેણે ઉત્તમ કેળવણી મેળવી હુશિયાર થયો. એવામાં ચંદ્રાવતીનો પ્રભાશંકર મહારાજ પોતાની પુત્રી સત્યવંતી કાજે કોઈ સારો વર સોધવા નિકળેલ તે ફરતો ફરતો બાલમુકંદનું નામીચું ઘર જાણી આવી ચડયો. બાળમુકંદે તેને પોતાનો જાત ભાઈ સમજી આદરમાન આપી પાસે બેસાડયો. બાલમુકંદના ઘરનો આડંબર જોઈ પ્રભાશંકર તો મોહિત થઇ ગયો. થોડી વારે વાતચિત કરતાં જમવાનો વખત થવાથી સરવે જમવાને ઉઠયા તે જમી રહ્યા બાદ સરવે બેઠકમાં બેઠા. તે પ્રસંગે પ્રભાશંકરે બાળમુકંદ પાસે પોતાના બે હસ્ત જોડી કહ્યુ "બાલમુકંદ જો આપ મારાપર કૃપા કરો તો બે વચન બોલવા રજા માગુ છું." બાળમુકંદ કહે પ્રભાશંકર સુખેથી બોલો હું તો આપ જેવા ભૂદેવોના પગની રજ છું. આટલું માન મને આપ આપો છો, તેટલા માનને હું લાયક નથી. માટે જે કહેવાનું હોય તે બિન દેહેશતે કહો. પ્રભાશંકર કહે "મારો વિચાર મારી પૂત્રીના લગ્ન આપના ચિરંજીવી હરીપ્રસાદ વેરે કરવાનો છે. કારણ તેઓની સરખી જોડ છે. વળી આપણે પણ એક બીજાને મળતા છઇએ. જેથી ઉમેદ રાખુ છું જે મારી ધારેલ આશા નિરર્થક જવા દેશો નહિ " આ વાત થતી હતી તે પ્રસંગે એક બીજો બ્રાહ્મણ ત્યાં બેઠેલો

હતો, તે બોલી ઉઠયા કે ભાઈ પ્રભાશંકરની દીકરી મેં પણ જોએલી છે, તે સર્વે વાતે હુંશીયાર છે, વળી વિદ્યામાં પણ ઉત્કૃષ્ટ છે. બાલમુકંદે થોડી વાર વિચાર કરી બનેલ બીના પોતાની પત્નિને કહી. તેથી તે પણ ખુશી થઈ, અને ખુશીની સાથે કબુલ કર્યું એટલે પ્રભાશંકરે એક શ્રીફળ તથા એક મોહોર હરિપ્રસાદના હાથમાં મૂકી અને તિલક કર્યું. પછી બે ત્રણ રોજ ત્યાં કને ઠેરી લગ્નનો મુકરર દિવસ ઠેરાવી પોતાને ગામ ગયો અને ત્યાંહાં વિવાહની સામગ્રી સજવા લાગ્યો. આંહીં હરિપ્રસાદનો વિવાહ પણ ધામધુમથી થવા લાગ્યો. એમ કરતાં લગ્નનો દિવશ નજદીક આવ્યો. એટલે બાલમુકંદે જાન શણગારી ચંદ્રાવતી તરફ ચાલવા માંડયું કુચપર કુચ મુકામપર મુકામ કરતા રાત્રિ દિવશ પંથ કાપતાં તેઓ એક અરણ્યમાં આવી પહોંચ્યા. આ વન તમામ ભયંકર તેમજ વૃક્ષોથી ખીચોખીચ ભરાઈ ગએલું હતું જયાં કને જાનઈઆને કાને ઘાતક પશુઓ જેવા કે સિંહ, વાઘ, વરૂ, વિગેરેના અવાજો સાંભળવામાં આવતા. તેની આજુ બાજુ ખીણોમાંથી ભયંકર પણ ઝીણા દુરના શબ્દો સંભાળતા હતા. વળી પાણીના મોટા ધોધ જાણે આકાશથી પડતા ન હોય તેમ ધમાધમી ભરેલા શબ્દો સાંભળવામાં આવતા હતા. વળી તરેહ તેરેહની વનસ્પતિ ખીલી રહી હતી, જેમાં આંબા, આંબલીઓ, બાવળ, આવળ, બોર, ખાખર, ખેર, સાગ, સી-

સમ, જાંબુ, અને રેઆણુનાં મોટાં ઝાડો, એટલાં તો પાસે પાસે ઉગેલાં હતાં કે આકાશ મંડળ કયાં છે. તે પવન લાગ્યા સીવાય કિંચીતજ માલમ પડતું; વળી જાઈ, જુઈ, કેતકી, ડોલર, મરવો, બટ મોગરો, અને ગુલાબ વગેરે નાના ઝાડોએ પોતાની ખુશબોઇ એટલી તો ફેલાવી મુકેલ કે તેથી ગમે તેવા દર્દી માણસનું મગજ તર થઈ ગયા વગર રહે નહીં. વળી વૃક્ષોપર હંસ, મોર, પોપટ, ચકવા, હોલા, કબુતર, સારસ, સુચીમુખ, વગેરે પક્ષિઓ જોડે મળી પોતાની પ્રિયાઓને રીઝવવા એવી તો મધુરી વાણીથી કલોલ કરતા હતા કે કામદેવનો રથ પણ તે સાંભળવા અટકી પડે. આવી ખુશનુમય પણ એકાંત જગોએ હરિપ્રસાદની જાન આવી પહોચી. ગાડીઓપર બેઠેલા જાનઇયાઓ તરેહ તરેહના ગપાટા મારી રહ્યા છે, કેટલાક જ્ઞાનની વાતો કરે છે એટલામાં ઝાડીમાંથી કંઇક આવાજ સંભળાયો એટલે તો સર્વ ચમકીને તેની તરફ તાકીને જોવા લાગ્યા. તેટલામાં તો એક વિક્રાળ ચેહેરાનો સર્વે આયુધબંધ આદમી આવતો જણાયો એટલે તો સર્વ ત્યાં ખમચાઈને ઉભા રહ્યા. પણ તેટલી વારમાં તો તે લગભગ આવી પોહોચ્યો તેણે એકદમ આવીને ગુસ્સામાં જાનઈઆને પુછયું. તમે કોણ છો? અને કયાં જાઓ છો? જાનનો એક વળાવો બોલ્યો, અલ્યા અમે ગમે તે છીએ, અને ગમે ત્યાં જઇએ છીએ, તેમાં તારે શું, તું તારે માર્ગે ચાલ્યો જા. આ-

થી ખટપટ થતાં તે લુટારૂએ એક શીશોટી વગાડી, કે આસપાસથી દશબારને આશરે લુટારૂ આવી પહોચ્યા અને એકદમ જાનઇયાપર તુટી પડ્યા, આવો એકદમ અકસ્માત ખેલ જોઈ બાળમુકંદ વિગેરે સરવ જાનઇઆ ગભરાઈ ગયા પણ પાછો પોતાનો શામ ધરમ સંભાળી હ થીયારો સજ્ય કરી જેમ બકરાના ટોળામાં સિંહ કુદી પડે તેવી રીતે તે લુટારૂઓના ટોળામાં કુદી પડ્યા અને સા- મા સામી કતલ ચાલી, થોડી વારમાં કતલે ભયંકર રૂપ પકડ્યું. એટલામાં હરિપ્રસાદે જુસ્સામાં આવી એક લું- ટારૂપર તલવારનો એવો ઘા કર્યો, કે તેના પુરા બે કટ- કા કર્યા. એટલે તો કાપા કાપી વધવા લાગી, આટલા અરસામાં ઉત્તર દિશામાંથી એકદમ કેટલાક સ્વારો આવી ચડ્યા તેમણે તથા જાનઈયાઓએ મળી લુટારૂઓને પકડી સરકારમાં કેદ કરાવ્યા. મદદગાર સ્વારો ચંદ્રાવતીથી ર- વાના થઈ હરિપ્રસાદની જાનને સામૈયું કરવા આવેલ હ- તા, તેમના જોવામાં આ દેખાવ આવતાં વચમાં પડવાની ફરજ પડી તેથી ચોરોને પકડી ત્યાંના અધિકારી મારફત કેદમાં રવાના કર્યા. જાનને માન સહીત ગામમાં તેડી સું- દર અવાસોમાં ઉતારા કરાવ્યા સાંજ પડતાં સર્વ જાનઈઆ જમી ઉઠી તૈયાર થઈ વરઘોડાની સામગ્રી સજવા લાગ્યા. ધામ ધુમથી વરઘોડો શણગારી કન્યાને માંડવે ગયા. જ્યાં કને ધ્વળમંગળ ગવાઇ રહ્યાં હતાં, નોબતો, નગારાં

અને સરણાઇના સ્વરો એટલા તો જોસથી થતા હતા કે તેના અવાજે કરીને કાન પણ બેર મારી જાય. સ્વારોની સંકડાણ અને જોવા આવેલાની ભીડાભીડથી રેતી એટલી તો ઉડતી હતી કે પુર્ણિમાનો ચંદ્રમા ભર આકાશે આવેલો વગર ગ્રહણે ગ્રહણ થએલો માલમ પડતો હતો, અને ગરમી દેવતાની તેજી એકદમ જાગી પડી હતી ભીડાભીડમાં ચોરો તથા ખીસાકાતરૂ અને ઠગો પોતાની આશા પર આવવા ઉપાયો લેવા ચુકતા નહોતા પણ સારા બંદોબસ્તને લીધે ફાવી શકતા નહોતા. દાંભિક પુરૂસોનાં મોઢાં તે વખતે ગુલાબની કળી માફક ખીલી નીકળ્યાં હતાં, આની તરફ સતિઓના મોઢાંપર ઉદાસી રૂપી સાડી પથરાઈ હોય, એવું દિસતું હતું. આવી ધામધુમથી હરિપ્રસાદ માંડવે આવી ઘોડા સહિત ઉભો તેવોજ તેની સાસુ ધુશલ, મુશલ, રવાઇઓ, અને ત્રાક વિગેરે પુંખવાની સામગ્રી તૈયાર કરી રાખેલી હતી. તેથી પોંખી લીધા. વરરાજાને પોંખી કરી જડિત્ર માંહ્યરામાં તેડી ગયા જેની શોભાનો વર્ણન થાય નહી. તોપણ થોડાક વર્ણનની જરૂર જણાતાં તે કરૂછું તે નિચે પ્રમાણે.

### હરિગીત છંદ.

જોતાં જણાયે આજ તો ઇંદ્રપુરી ઉત્તમ બની,  
સત્ય જાણીએ દિલમાં નકી મંડપ તણી શોભા ઘણી;  
રત્ને જડ્યા સ્તંભો તણા ચળકાટ ચારે ગમ પડે,

દીપક થકી શાખો મળી અજવાશ ઉત્તમ તે કરે.
નર ભૂપતિના ચિત્ર બહુ વિચિત્ર તેજ જણાય છે,
ઝીલા અને જાજમ જમિનપર જોઈ મન મકલાય છે;
અદભૂત હાઠ અગાધ બનિયો, બેશ બહુ મંડપ તણો,
વરરાય શોભે વેશમાં સ્વરૂપ–વાન અતી ઘણો.

ત્યાં કને ગોર મહારાજે ચોરીમાં ફેરા ફેરવવા માંડ્યા. કન્યા તમામ સ્વરૂપવાન દીસતી હતી. આણી તરફ હરિપ્રસાદનું મન ખુશીના જોસથી પ્રફુલ્લિત થયું હતું તેથી તેના મુખની લાલી ગુલાબી મલાયન પામેલી માલમ પડતી હતી. વર કન્યા બંને ચોરીમાં આવ્યાં એટલે તેમની રૂઢી પ્રમાણે ગોર મહારાજે તેમનો હસ્ત મેળાપ કરી ચારે મંગળ વરતાવ્યાં. ચોથું મંગળ પૂરૂં થતાં જય જયકારના નાદે કરી મનુષ્યોએ મંડપ ગજાવી મૂક્યો. બાદ વરરાજાને તેને ઉતારે તેડી ગયા. આવી રીતે ઠાઠમાઠથી ત્રણ દિવશ જાનને રાખી પ્રભાશંકર મહારાજે સર્વેને યોગ્ય પેહેરામણીઓ આપી વિદાય કીધાં. બાળમુકુંદ વિગેરે કન્યા તરફનાને મળી કરી પોતાના નગર તરફ રવાને થયા અને કેટલેક દિવશે પોતાના પાધર સમિપ આવી પહોંચ્યા. પૂરવાસીને ખબર થતાં ઉલ્હાસ ભેર સામા આવ્યા અને અતિ ઠાઠમાઠથી જાન સ્વઘેર ગઈ. ત્યાં કને શિરરસ્તા મુજબ જમાડી જાનઇઆને પોતપોતાને ઘેર વિદાય કીધાં. રાત્રે હરિપ્રસાદ પોતાના શણગારેલા ઓરડામાં સુ-

વા ગયો, ત્યાં જઇ તે છપરપલંગપર પોઢયો, પણ તેને ઊંઘ આવે નહી, તે પળમાં ઉઠે પાછો બેસે, વળી સુવે, ને વિચાર કરે, અરે દૈવ !! એ હજુ શા કામગાં રોકાએલ હશે ? શા વાસ્તે આવતી નહીં હોય ? અરે !! એ આવશે ત્યારે સ્વાલ પૂછી એની વિદ્વતાની પરિક્ષા કરીશ. કોણ જાણે વિદ્યામાં કેવી ચાતુર્યતાવાળી હશે. પણ નાના એતો મહા હુંશીઆર છે. તે મેં મારી કર્ણેંદ્રિથી સાંભળ્યું છે. હશે કયાં આઘુછે જે હશે તે હમણાં જણાશે. પરંતુ હમણાં જમાનો કેવો છે. જો થોડું ઘણું ભણ્યા તો તરત મનમાં લાગી આવે છે કે મારે ભણેલ સ્ત્રી હોય તો કેવું સારૂં ? અને વાત પણ સાચીજ છે. સ્ત્રી ભણેલ હોવાથી કેટલી બધી જાતનું સુખ પ્રાપ્ત થાય છે. ઘરનો બધો કાર વહેવાર તે અછી તરેહથી રાખે છે. વ્હેમમાં પડી ધુતારા લોકોથી તે ઠગાતી નથી. પોતાના પતિને વખતે વિપત્તિ પડે છે, ત્યારે તે ટાળવા અનેક ઇલાજો બુદ્ધિથી યોજેછે. નીતિનો શ્રંગાર સજી હમેશાં મૈયરના તથા સ્વસુરનાને ખુશી રાખેછે. વગેરે વગેરે કારણોથી સ્ત્રી ભણેલી હોવાથી સુખ પ્રાપ્ત થાયછે. જ્યારે આવા વિચારો હમણાના મરદોના અંતરને વિશે ઠશાણા છે. ત્યારે આશા રાખવામાં આવે છે કે, સ્ત્રી કેળવણીનો પાયો મજબુત થશે. કે, જેથી જમાનો સુધરશે. આવા આવા અનેક વિચારોમાં હરિપ્રસાદ લીન થઈ ગયો

છે. આણીકોર સત્યવંતી પોતાના આભુષણો સજી અલં કારાદી પેહેરી બણી ઠણી જેમ ભર ચોમાસે સરીતા પોતાના સાગરપતિને મળવા જતી હોય તેમ પોતાના પતિને મળવા ચાલી. વળી બહુફુલી વેલ પોતાના ગુલાબી રંગના ગુલાબ વૃક્ષને છાતીમાં ભીડી અધર ચુંબન લેવા દિન પ્રતિદિન વધારે વધે છે, તેવી રીતે આ નવોઢા સતી, કામ આકુળ વ્યાકુળ થએલી, ગજ ચાલ ચાલંતી, નેપુરને બજાવંતી, કટીમાં લંક નાખતી, નાગફણો ચોટલો છુટો મેલી, પુરા જોસમાં ચાલતી ઠેઠ હરિપ્રસાદ જે ઓરડામાં સંકલ્પ વિકલ્પ ગોખતો બેઠો હતો; ત્યાં જઈ તેને સનમુખ ખડી રહી તેવોજ હરિપ્રસાદ ચોંકી પડી ખડો થઈ ગયો. બંનેની દ્રસ્ટે દ્રસ્ટ મળી પરંતુ થોડી વાર સુધી બેમાંથી એક થી પણ શબ્દ સરખો બોલાણો નહીં. હરિપ્રસાદ તેને જોતાંવાર દિંગમુઢ બની ગયો. આણી તરફ સત્યવંતી પણ નવોઢા હોવાથી લજ્જા, ભય, વગેરે કારણોથી સ્તબ્ધ થઉ ગઈ. અંતે પુરૂષને સ્ત્રી કરતાં લજ્જા થોડી હોયછે, એ સાબિત છે. તે મુવાફિક[1] હરિપ્રસાદે કહ્યું "પ્યારી તુ આમ બે બાકળી કેમ બની ગઈ છું ? ઉભી કેમ રહીછું ? આવ મારી જોડે આ પલંગપર બેશ" સત્યવંતી પોતાના પરવાળા જેવા હોઠની અંદર મોઢું જરા ભાવ સહિત મલકાવી આગળ

---

૧. મુજબ.

ચાલી સુખસજ્યાપર તેના પડખામાં આસ્તેથી બેઠી. વાંચ-નાર સજ્જન આ વખતે હરિપ્રસાદના બાપ બાળમુકંદે હરિપ્ર-સાદના ઓરડાના પાસેનાજ ઓરડામાં પોતાનું બિછાનું કરાવ્યું હતુ. તે આ વખતે કાંઇ કારણને માટે જાગતો હતો. હરિપ્રસાદે પોતાની પ્રીયાને પડખામાં બેઠેલી જોઈ કહ્યું. વહાલી, આજ મારો જનમારો સફળ થયો એમ હું માનુંછું, કારણ તારા જેવી સુઘડ સ્ત્રી મને મળી.

**સત્યવંતી**—સ્વામિનાથ આપ મને આટલું માન આપોછો તેટલા માનને હું લાયક નથી. આપતો મારા શિરના માલિક છો. અને હુંતો આપની જન્મો જન્મની દાસી છું. સ્ત્રી, એ પુરૂષની ચાકરીને માટે સર-જેલી છે. હું આપની પત્નિ છું, અને હમેશાંને માટે આપના સુખ દુખની ભાગ્યણી છું. એમ આ-પ ખરેખર માનશો.

**હરિપ્રસાદ**—મારા પ્રાણથી અધિક પ્યારી; એવું સમજ નારી તારા જેવી જુજ આ દુનીયામાં હોયછે.

**સત્યવંતી**—સ્વામીનાથ હું તે શા લેખામાં પ્રથમ જુવો તો ખરા દ્રૌપદી. સીતાજી, અહલ્યાજી, વગેરે સત્ય આધારે પોતાની કિર્તી અમર કરી ગઈઓ છે.

**હરિપ્રસાદ**—મમ જીવનહાર, પરંતુ એઓ આવી સત્યતામાં પ્રવીણ થઇ ગઈઓ છે, માટે આપણે પણ તેવા સારા વિચાર ધરી આ દુનિઆમાં કિર્તી મેળવી નામ

અમર કરવું, એવું જાણનારી પણ હાલે જુજછે. હાલે તો સાજું ભાગ્યું વાંચતાં લખતાં આવડયું એટલે દિલચમન ગાયન, ગોપી વિલાસ, વગેરે વગેરે અનીતિને ઉછેરનાર, સુનીતિનો કોટ તોડી પાડનારાં પુસ્તકો વાંચે છે, તેઓ પોતે વાંચે છે, એટલુંજ નહીં પણ તેની અનાડી બાઈઓ તેમને વંચાવે છે આથી ઘણે ઠેકાણે આવા નઠારાં કામો બનેછે. ને તેમાં પરિણામે ગેરફાયદો થાયછે.

**સત્યવંતી**—આપ કહોછો એ સત્ય છે. કારણ હું જે વિદ્યાલયમાં અભ્યાસ કરવા કાજે જતી હતી, ત્યાં મારાજ વર્ગમાં માત્ર બે જણીનેજ નીતિનાં પુસ્તકો વાંચવા પર પ્યાર હતો. બાકી બીજી જે હતી તેઓ પોતાની પોથીઓ, એવાં ટાયલાંવાળાં પુસ્તકોથી ભરતી, અને તેમાંજ નિમગ્ન રહેતી.

**હરિપ્રસાદ**—વ્હાલી, જમાનો દિન પ્રતિદિન સુધરતો જાય છે, માટે જે જે ખોડ઼ો છે, તે વિદ્વાન સદ્‌ગ્રહસ્થો થોડે થોડે દુર કરતા જશે. બધું સાથે લગુ સામટું કરવા બેસે, તો એકે ન થાય એ તેં બીજી ચોપડીમાં "બોર ને છોકરો" આ પાઠમાં વાંચ્યું હશે. વળી કહેવત છે કે "બે ઘરનો પરોણો ભૂખે મરે" એ પ્રમાણે થાય, એટલે સરવે હળવે હળવે થતાં ઊંચા પાયાપર આવશે. વળી

તારાને મારા કરતાં જેઓ એ કાર્યના ધુરંધર છે,
તેઓ, એની મેળે સુધારશે.

આ પ્રમાણે પોતાની પ્રિયાથી તે સંભાષણ કરતો હતો, તેમજ સત્યવંતી પણ તેવીજ રીતના પ્રશ્નો આપતી હતી. પોતાની મળેલ સ્ત્રી એક હીરો છે. આવું તેના ધારવામાં આવ્યું, એટલે તેના હર્ષનો પાર રહ્યો નહીં. તે એકીદમ તેને પ્યારના જોસથી ભેટી પડ્યો, ને ભેટતાંજ વાર તે બેશુદ્ધ થયો. તેની આંખ્યો ચડી ગઇ, તેનું શરીર ઠરી હીમ બન્યું અને તે બેશુદ્ધ હાલતમાં આવી પડ્યો.

વાંચનારા સજ્જન પોતાના મનમાં બીજી બાબતપર ખ્યાલ લાવશે. પણ તે બિના ઓર છે. હરિપ્રસાદને તે વખતે જીગરમાં ઐશ્વરી ધ્યાન લાગી આવ્યું. તેણે જાણ્યું આ સંસાર મિથ્યા છે. આવી પ્રીતિ તથા સુખ જરા વારમાં નહીં જેવું થઈ જશે. આવા વિચારમાં તેનું મન પલાયન કરી વૈરાગ્ય રૂપી અરણ્યમાં મુસાફરી કરવા લાગ્યું. તેથી તેની હાલત આવી નિસ્તેજ બની. આની તરફ સત્યવંતીના તો હાંઝાઝ છુટી ગયા. તે વિચારવા લાગી ભલા ભગવાન આ શું ચમત્કાર ? અરે વિશ્વેશ્વર ! આ તારી કેવી અકળ લીલા. એમ વિચારી રડી પડી. રડતાં, રડતાં, મુખમાંથી નિકળી ગયું.

**રાગ ઇંદ્રસભાનો.**

અરે લાલ દેવ તું કહા બક રહ્યા—એરાગ.

અરે નાથ આ શ્યો જૂલમરે થયો,
એકાએક મૂર્છિત શિદને થયો;
નથી નાથ મારો જરા વાંકરે,
જુવો દાસી સામું જોછે રાંકરે.

અહો મમ પ્રાણાધાર, આ તમારી આવી દશા કેમ થઇ ગઇ! પ્રાણપતિ હમણાં તમે મને પ્રેમ વચેને કરી કામસાગરમાં ઝીલાડતા હતા, અને હવે રણવગડાની ઉની રેતીમાં ક્યાં બાળો છો, તેથી મારૂં શરીર બળી ખાખ થાય છે, માટે મારી વારે ચડી ઠંડક રૂપી પીછોડી ઓઢાડી શાંત કરો, નહીં તો મારા પ્રાણ પલકમાં પલાયન કરી જશે. વાહાલા પતી આમ કરવું તમને ઘટે નહીં. વાર શું લગાડો છો! મુખથી કેમ બોલતા નથી! સ્વામીનાથ! અહો સ્વામીનાથ! અરે મેં દોઢાઈ કરી કોઇ અવળો શુકન તો નથી કહ્યો? કદાપી મુર્ખ બનીને બોલાઇ ગયું હોય, તો ક્ષમા કરો. હરિપ્રસાદ તેના સામું ટગર ટગર જોયા કરેછે, પણ એક શબ્દ સરખો બોલતો નથી. એટલે તો સત્યવંતી હાય અફસોસ કરતી ધરણીએ ઢળી પડી. સુધીમાં આવી ઝીણે સ્વરે વિલાપ કરવા લાગી.

### લલિત છંદ.

અરર ઓ પતી, બોલતા નથી;
પલક વારમાં, શું થયું અતિ.

ભર અરણ્યમાં, મુકિ શું પરી*
પ્રિય તમે મને એકલી કરી.
અરર ઓચીંતું, શું થયું તને;
અરર કાળ તું, લેઈ જા મને.
સરરરે પડે, આંસુ આંખથી;
પ્રિય તણી છબી, હુંજ જાંખતી.
જીવ નથી જતો, પ્રાણથી પરો;
જીવન મુજ ગ્યો, જીવથી ખરો†.
દુખ તણા તરૂ, આવિને પડ્યા;
ભવ કયા તણા, પાપરે નડ્યા.
અરરરે અરે, શું તને થયું;
સુખ સંસારનું, ઉડિરે ગયું.

આ પ્રમાણે વિલાપ કરતી કરતી તે મુર્છા પામી. થોડી વાર રહ્યા બાદ પાછિ સુદ્ધિમાં આવી છેલીવારે બોલી.

**દોહરો.**

વણસ્યું જીવતર માહરૂં, વણસ્યો સહુ સંસાર;
વણસ્યું કારજ ઉગતું, વણુસી ઘડી પલ વાર.

આ વખતે હરિપ્રસાદને ભાન આવવાથી તે જોવા લાગ્યો તો પોતાની પ્રિયા તમામ વ્યાકુળ અવસ્થામાં બેબાકળી જેવી બની છે, તેથી ભેટી પડ્યા, અને બોલ્યો, હે પ્રાણસખા આવી તારી અમુલ્ય પ્રીતી છોડીને મારે

* છેટે, જુદી. † ગયો.

એક દિવશ રામશરણ થવું પડશે. માટે મારા મનપર વૈરાગ્ય રૂપી વાદળ ચડી આવતાં મારી શુદ્ધિ ઠેકાણે નહોતી.

**સત્યવંતી**—મારા આધાર તમો જરા પણ સોચના કરશો માં. કારણ આ દુનિઆં ફાનીછે. સર્વ કોઇને મરવું તો છેજ, રાય કે રંક, સુર કે અસુર, સર્વ જણે એ પીછોડી ઓઢવા જન્મતિ વખતે કરાર કરી આપ્યો છે તો આપણે પણ તે માન્યજ છે. કારણ "વિપમ સરિખો, તે વિવાહ સમાન" તો આ બાબત નાહક પશ્ચાતાપ કરવાથી શરીરને હાનીછે આપને મારા વિષે આટલું લાગી આવેછે, તો હું ખરા અંતઃપૂર્વક વચન આપું છું કે જો આપની એવી ગતી થઈ તો મારે આ મિથ્યા સંસારમાં રહેવું નથી, ખચિત કહુંછું કે મારા દેહનો ત્યાગ કરી મૃત્યુ લોકમાં આપના સુખ દુખની ભાગીયાણી થઈશ. કારણ તમારા વગર મારે આ સંસાર શા કામનો છે?

**હરિપ્રસાદ**—પ્રિયા તારા મધુર વચને મારૂં વજ્ર જેવું જે મન તે ઉદક માફક ગળી વહી જવા જેવું થયું છે. પ્રાણથી અધિક પ્યારી તારા ઉપર હું રીદા છું, અને હું પણ તેને વચન આપુ છું કે કદાપી તારી એવી ગતી થઇ તો મારે પણ તારી પાછળ મરવું છે. પણ આ ફાની દુનીઆંમાં રહેવું નથી. કારણ શાસ્ત્રોમાં નિવેદન કરવામાં આ-

વ્યું છે કે જેટલો સ્ત્રી પ્રત્યે પુરૂષને હકછે તેટલોજ પુરૂષ પ્રત્યે સ્ત્રીઓને હક આપેલો છે.

**સત્યવંતી**—પૃથ્વિનાથ, ઇશ્વર આપને આબાદ રાખે, આપની સદા ચડતી થાય, મારૂં શરીર આપની એડીપરથી કુરબાન છે. કારણ સ્ત્રી માત્રનો ધર્મ છે કે પોતાના પતિને દુખ પડતી વખતે પોતે તેની ભાગ્યણી થવું. આપ મુજ રંક દાસીને આટલું માન આપોછો તેટલા માનને હું લાયક નથી.

હરિપ્રસાદના બાપ,—બાલમુકુંદે પોતાના પુત્રને મુખે છેલોપોઇંટ સાંભળ્યો ત્યારે તેની ધીરજ જતી રહી. ને વિચાર કરવા લાગ્યો કે કદાપી પુરૂષ પછવાડે સ્ત્રી સતી થાય એ અસંભવિત નથી. પરંતુ સ્ત્રીની પાછળ પુરૂષ પોતાના દેહનો ત્યાગ કરે એતો કયાંઇ પણ સાંભળવામાં આવ્યું નથી.તે આજ મારા ચિરંજીવના મોઢાથી સાંભળ્યું; માટે મારે આ બાબત સેહેજ તપાસ કરવો જોઇએ. એવા વિચારમાં તે નિંદ્રાવશ થયો. હરિપ્રસાદે હજુ તેની કસોટી કરવા બીજો મુદ્દો ઉઠાવી કહ્યું. પ્યારી આ બધા વિચારો કરતાં મારો વિચાર તો એમ થાયછે કે પોફાટે

**પહેલો ઉઠી દેશાવર કરવા નિકળી જાઊં. કારણ કેટલાક રોજ થયા મુસાફરી કરવા તરફ મારૂં લક્ષ થયું છે; માટે એક વરસ દેશાટણ કરી અવર દેશોની રીતીની માહીતી મેળવું.**

**સત્યવંતી**—વળી આ આપને શો વિચાર પ્રગટયો! આવી ભયંકર વાતો કરી મારા નરમ દિલને કાં દુખી કરો છો! તમારે મન હસવું થાય છે, ને મારે મન તો જીવ નીકળી જાય છે.

**હરિપ્રસાદ**—પ્યારી, માફી માગી કહું છું કે મને ફકત બાર માસની રજા આપવી જોઈએ. કારણ મુસાફરી કરવાથી કેટલીક જાતનું જ્ઞાન પ્રાપ્ત થાયછે; બીજા દેશોની રિતભાતની માહિતી મળે છે. ટુંકામાં કહુંછું કે દેશાટણ કરનારો એક જાતની નિશાળમાં પસાર થએલા વિદ્યાર્થીની મુવાફિક[1] કેટલીક રીતોથી વાકેફગારી મેળવે છે.

**સત્યવંતી**—પ્યારા, તમે મને આમ તલસાવો છો કાં? અરે તમો મશ્કરીમાં કહો છો, પણ મારાં હોશ ઉડી જાયછે.

**હરિપ્રસાદ**—પ્યારી, એટલી મુદતની રજા તો અવસ્ય આપવીજ પડશે.

**સત્યવંતી**—સ્વામીનાથ, આવી વાત છોડી દો. મારી ચસ્મો તમને દેખી ઠંડી રહે છે. અરે મારા વહાલા પતિ વિયોગણી સ્ત્રીના દુઃખની અવધીજ છે. શું આપે નથી સાંભળ્યું?

**હરિપ્રસાદ**—વળી તે શું છે? તને જો યાદ હોય તો કહી બતાવ હું તે સાંભળવા ખુશીછું.

**સત્યવંતી**—સાંભળો ત્યારે કહુંછું.

---

૧ પેઠે.

## બનજારા.

શીરકતસેં ભારી તાલા, તું પાક હેજ લોજ લાલા. એ રાહ.
છે પ્રીતમ અરજી અમારી, તે શ્રવણુ કરો દિલ ધારી.
કાર્તકમાં કંથ ન જાશો, જાશોતો રહેશે સાંસો;
મને દંડ નાંખશે દારી, તે શ્રવણુ૦
માગસર મહિનો મદમાતો; જેની લાંબી વિકટછે રાતો;
પ્યારા પ્યારે તજો ના પ્યારી, તે શ્રવણુ૦
પોસે ન જવું પર ભોમે, જાતાં દુખ સાલે રોમે;
વિયોગ નાથ તણું છે ભારી, તે શ્રવણુ૦
મહા, મહીને પીડા પામુ; દેખ્યા વિણુ દુખ ક્યાં વાંમું,
હું રાખીશ પ્રીતમ વારી, તે શ્રવણુ૦
ફાગનમાં ફાગ રમીશું, મારા લાલ રંગમાં રહીશું;
એ તજો વાત દુખ દારી, તે શ્રવણુ૦
ચિત ચૈત્રે જતાં મુજ ચળશે, જો નાથ વચન મુજ પળશે;
મને નાંખો ના જીવતે મારી, તે શ્રવણુ૦
વૈશાકે, વા, બહુ વાસે, દિન કેમ વિયોગે જાસે;
હું કરીશ રોજ કિલકારી, તે શ્રવણુ૦
જેટે હું નહી દઊં જાવા, મન ગમતા મારા માવા:
હું અરજી કરૂંછું ઉચારી, તે શ્રવણુ૦
અશાડ માસતો આવે, વિરહી નર નેં રીઝાવે;
પ્યારા કોણુ દેશે દિલ દારી, તે શ્રવણુ૦
શ્રાવણુ તો સરસ બધામાં, જેમાં મેળા બને મજામાં,
મારા નાથ મુકો ના નારી, તે શ્રવણુ૦
ભાદરવે ભર જોબનમાં, તમ જતાં પડું હું વિઘનમાં;

મને નાથ નાંખો ના મારી, તે શ્રવણુ૦
રહે આસો માસમાં આશા, કોઇ કંથ જાય ના પ્યાસા;
મને રાખો ગોદમાં ગારી, તે શ્રવણુ૦
છે અધિક માસ ઉમંગી, નવ જાઓ સાહેબ રંગી;
કરૂં વિનતિ વાલ્લમ તારી, તે શ્રવણુ૦
કહે જાન મહમદ કેતું, કહેતું તે દિલ ધરી દેતું;
જેને વહાલા મન મોરારી, તે શ્રવણુ૯

**હરિપ્રસાદ**—પ્યારી, તેં કહ્યું એ સર્વ ખરૂં પણ દેશાટણ ક-ર્યા વગર કેમ ચાલે? તું આવી સમજુ હુંસીયાર છતાં આમ કરે તે તને લાયક નથી.

**સત્યવંતી**—હું એમ નથી કહેતી કે કયારે પણ જવું નહીં હુંતો માત્ર એટલુંજ કહુ છું કે, હમણાં નહી.

**હરિપ્રસાદ**—ઠીક ત્યારે, પણ હવે મને નીંદ્રા આવે છે. કારણ રાત્રી ઘણી ગઈ છે.

**સત્યવંતી**—હું પણ ખુશી છું (પછે બંને સુઇ જાય છે.)

પો ફાટતાં સત્યવંતી વેહેલી ઉઠી અને હરિપ્રસાદ પણ ઉઠી કરી નાહી ધોઈ પાઠ પુજા કરી રસોઇ તૈયાર થતાં જમવા બેઠો. તે પ્રસંગે બાળમુકંદે કહ્યું, આજ આપણી વાડીએ જઇ તપાસ કરી આવો કે તેની હાલત કેવી છે. કારણ આપણાથી વિવાનું કામ હોવાથી મુદલ જવાણુ નથી.

**હરિપ્રસાદ**—પીતાજી હું જમીને તરત જાઊં છું.

પછી હરિપ્રસાદ જમી કરી વાડીએ ગયો ત્યાં ક-ને આમથી તેમ તપાસ કરવા લાગ્યો, બાલમુકંદ પણ જમી કરી તરત વાડીએ ગયો. ત્યાં કને જઈ હરિપ્રસાદને ખોટે ખોટું કહ્યું દિકરા મોટો જુલમ થયો. અરે તારી સ્ત્રી તો વરીયલના ડંશે કરી રામ શરણ ગઇ. માટે જલદી ઘેર આવજે. આટલું કહી તે ઘર તરફ વળી આવ્યો, અને ઘર ધંધામા ગુંથાણો એટલે આ વાત તેના ખ્યાલમાંથી જતી રહી. આણી તરફ હરિપ્રસાદનાં તો હાંઝાંઝ નરમ પડી ગયાં તે બોલવા લાગ્યો, વાહ મારા ભગવાન અને વાહ મારા પ્રભુ, આ શો જુલમ! અરેરે આમ તારે નહોતું કરવું. અ-રેરે આ વાત શું ખરી હશે!! શું આવી રીતે મારી વહા-લી પ્રીયાનું અકાળ મૃત્યું થયું હશે. આમ વિલાપ કરતો તે બેશુદ્ધ થયો, પાછો શુદ્ધિમાં આવ્યા કેડે બેભાન હાલ-તમાં બોલવા લાગ્યો અહો! જગદીશ્વર તારી અકળ ગતીનો પાર નથી. મારા પ્રાણથી પણ અધિક શાણી સત્યવંતીને તેં સ્વર્ગે બોલાવી લીધી પણ નકી જાણજે જે મારો આ-ત્મા પણ હંમણાંજ તારી પાસે આવશે. આમ કરતો તે ઉઠયો. અને એક ચંપાના છોડ પાસે જઇ કટાર કાઢી બો-લ્યો અહો! જગદીશ્વર જગત પાળક પ્રભુ તું દયાળ છું, તું કૃપાળ છું, તું ગરીબ પાળકછું, સત્ય છું, પવિત્રછું, તેં પળ વારમાં જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ બ-નાવ્યાં છે. અરેરે જે ઠેકાણે એક કાંકરો પણ સોધતાં મળવો મુશકેલ તે ઠેકાણે તેં મોટા પર્વતો ખડા કીધા છે. વળી જે ઠેકાણે પાણીના ટીંપાની પણ આશા રાખવામાં ન આંવે

તે ઠેકાણે તેં મીઠા પાણીના પ્રવાહ ચાલુ કીધા છે. પણ અ-રે!! ભલા ભગવાન દિન દયાળ તેં મારી વહાલી પ્રીયાથી એક રાતનો સંયોગ કરાવી વિયોગરૂપી દરીઆમાં મને શી-દને ઝુકાવ્યો. મેં તે તારાં ઓલ્યે[1] ભવ શાં પાપ કરયાં હતાં. અરે! મેં કયાં નીલાં વન બાળ્યાં હતાં, જે મારા પર દુખ-નાં ઝાડો ઉગાવ્યાં. હે પ્રભુ! હું તો તને મારી મુસ્તકપુજા કરી મારૂ આપેલ વચન પાળી તને હમણાંજ ત્રપ્ત કરીશ, પણ મુસ્તકપુજા કરતાંયમાગી લઊશું જે હે પ્રભુ તારે ત્યાં પણ મને મારી ચસ્માધાર સત્યવંતીથી મેળવજે. શ્રી ભ-ગવાન તું અંતરયામી છે!! તારા ડહાપણનો પાર નથી, જે જે કૃત્યો તારા હાથથી થાય છે, તે સર્વે સારાનેજ માટે, તો પણ વારે વારે મારે કહેવું પડે છે કે, આમ ઉગતા કુમા-સવાળા કુમળા છોડને નખ દઈ કરમાવી નાખવો એ તારી પ્રભુતાઇને ઘટતું નહોતું. અરેરે મીંઢોળ પણ છુટયાં નથી, પરણેતનાં લુગડાં પણ ઉતરયાં નથી ને સત્યવંતી તો સ્વ-ર્ગે સંચરી!! ( રોતાં રોતાં બોલે છે.)



### રાગ વણજારાનો.

કર્યા કારી ઘા વિસ્તારથી, મુજ પ્યારીરે;
તે પોત્યા પારંપાર; દશા શી મારીરે.
મુકી મુજને એકલો, મુજ પ્યારીરે;
તું ચાલી સ્વર્ગની માંહી, દશા શી મારીરે.
મીંઢળ બાંધ્યાં હાથમાં, મુજ૦

---

૧ ગયે, પેલે.

લીધો નહી લ્હાવ લગાર; દશા૦
બુરૂં કર્યું પરમેશ્વરે, મુજ૦
દુખીઆરો દુર્બળ આજ; દશા૦
કમળ સમ મુખ તાહરૂં, મુજ૦
તે દેખીશ કીયારે દિન; દશા૦
અહિ ફેણ[1] સરખો ચોટલો, મુજ૦
નાસિકા કિરની[2] ચાંચ; દશા૦
મૃગલા જેવાં નેન તુજ, મુજ૦
તુજ ભમર ધનુષ્ય કમાન; દશા૦
દાડમકળી સમ દંત તુજ, મુજ૦
ગરદન તો કુંજ સમાન; દશા૦
મધુરિ વાણીએ મોહિત કર્યો, મુજ૦
હરિ લઈ લીધું મુજ મન; દશા૦
હાય હવે હું શું કરૂં, મુજ૦
દેહ ત્યાગ કરીશ નિરધાર; દશા૦
શું લખ્યું વિધાત્રીએ, મુજ૦
રખડાવ્યો ભર જંગલ; દશા૦

**બેત.**

પ્રિયા! પ્રિયા ! તુજ વિયોગથી, મરૂછ !! જાણજે આજ;
સત્યવંતી શાણી થકી, મેળવજે માહારાજ.

આમ કરી તેણે કટાર હાથમાં લીધું, અને બગવાનનું નામ લઇ તે બોલ્યો, જગદીશ્વર લેજે આ પુસ્તક, આમ ક-

---

૧ મણીધર. ૨ પોપટ.

રી તેણે કાળજે કટાર માર્યું. કે તે આરપાર નીકળી ગયું અને ધીબ લઈને ધરણીએ ઢળ્યો પણ ઘા તાજો હોવાથી તેમજ કટાર પણ અંદર હોવાથી તે પાછો શુધિમાં આવી કટાર કાઢવા લાગ્યો, તેણે કટાર કાઢી દુશાલો ઓઢયો, (સાસરાને ઘેરથી ઓપરણી મળેલ તે) એટલે તાણ આવવાથી બોલ્યો. રામ–રામ–શીવ–શીવ હરરર......કરતો પોતાના પ્રાણનો અંતઃ આણ્યો. વાંચનાર ભાઇઓ હરિપ્રસાદનું આખ્યાન આપણે આંહીં સુધી વાંચ્યું. પણ હવે આપણે સત્યવંતી બાઈને સંભારવું જોઈએ. કે તેનું શું થયું? સત્યવંતીએ પોતાની સાસુ પાસે આવી પુછ્યું, માતાજી મારે આપણી વાડી જોવા જવું છે. માટે કૃપા કરી આજ્ઞા કરો તો આપણો મનસુખ મારી સાથે ચાલે. કારણ ઘેર બેઠાં મને ઉકલતું નથી. રાધાજી કહે બેટા સુખેથી જાઓ અને ફરી હરી આવો. (મનસુખને) અલ્યા મનસુખીયા અહીં આવ.

**મનસુખ**—શું છે બા?

**રાધાજી**—તું સત્યવંતી બાઇ સાથે આપણી વાડીએ જા.

**મનસુખ**—સારૂ બા જાઊંછું. બેન ચાલો તમને મારા કાકાની વાડી બતાવું.

**સત્યવંતી**—ચાલો ત્યારે તું આગળ થા હું પાછળ પાછળ આવુંછું. પછી તેઓ ચાલ્યાં ચાલ્યાં વાડીએ ગયાં. ત્યાંકને જોયું તો વાડીનાં દ્વાર બંધ થએલાં દીઠાં. એટલે મનસુખને કહ્યું ભાઈ આ વા-

ડીતો આપણીજ છેને !

**મનસુખ**—હા, મારા કાકાનીજ છે. પણ બા હું જાઉછું.

**સત્યવંતી**—તે કાં તું મારી સંગાથે ચાલને, પછી હું પાછી કોની સાથે ઘેર આવીશ.

**મનસુખ**—ના ના, હું નહી આવું આમ કરતો જતો રહેછે.

પછી સત્યવંતી દરવાજો ઉઘાડી અંદર પેસેછે, અને આણીમેર તેણીમેર જોવા લાગેછે. પણ હરિપ્રસાદ કયાંઈ પણ માલમ પડતો નથી એટલે તો તે એકલી બીવા લાગે છે. તથા લાંબા લાંબા કદમ ભરી એકી નજરે નિહાળીને જોવા લાગી. એટલામાં તેણે છેટેથી ચંપાના ઝાડ તળે કંઈ રાતું રાતું દીઠું એટલે તેની તરફ તે ચાલી. આગળ ચાલતાં તેને માલમ પડયું કે હરિપ્રસાદજ દુશાલો ઓઢી સુતેલો છે. એટલામાં તો તે, તેની નજદિક જઈ પહોચી, પણ ત્યાં પહોચતાં પડખે ખુલ્લો પડેલ કટાર તેણે દીઠો. એટલે તો તેના વિચાર બદલાવા લાગ્યા અને તેના મુખપરથી દુશાલો ઉતારી મોઢું જોવાનું કરે છે, પણ પાછી પોતાના મનમાં વિચાર કરે છે કે કોણ જાણે એઓ આરામ લેવાને પોઢયા હોય તો ? હું એમને કાચી ઊંઘમાંથી જગાડું ને કદાપી કોપાયમાન થાય તો !! માટે એઓને આરામ લેવા તો દેઉં. (પણ પાછી પોતાના મન સાથે) ના ના એમ કેમ કરૂં ? મારા મનમાં શક પેદા થાય છે કે, આ કટાર ખુલ્લું કેમ પડયું હશે ? એમ વિચારી તેણે ક-

ટાર તપાશી જોયું તો તે લોહીથી ખરડાએલું જણાયું એ ટલે તો તેના મુખની લાલી ઉડી ગઈ, એકદમ અધીરી થઇ તેના મુખપરનો દુશાલો દુર કરયો તો તેની આંખ્યો ચડી ગએલી, તેમજ તેનું ફીકુ પડી ગએલું મુખ જોઇ મુ- ર્છીત બની ગઈ. કેટલીક વારે તેને સુદ્ધિ આવી, અને હવે તો તે ખરેખરો કટાર કાળજે મારી મરણ પામેલો હોય એવુ લાગ્યું. એટલે તો તેના હોંસ ઉડી ગયા, તેની ધીર- જ જતી રહી, અને બેભાન બની આંખો આણી મેર તે- ણી મેર ફેરવવા લાગી, તથા બડબડવા લાગી. અહો શીવ !! આ શું હું ખરૂ દેખુંછું, અરે હું જાગુ છું, કે મને સ્વપ્ન છે. નારે ના, આતો મારા પતિ છે, અને તે કટાર ખા- ઇ સ્વર્ગવાસી થયા છે. આવા વિચારમાં એ બાકુળી બની રા- ડે રાડ કરી તેણે વાડી ગજવી મૂકી. તેણે હરિપ્રસાદને તેજ વખત ખોળામાં લઇ તમામ ફિરાકથી રૂદન કરવા લાગી. આ વખતે કરૂણારસ એવોતો છવાઇ ગએલો માલુમ પડ- તો હતો જે જંગલ તમામ બિહામણ ભયંકર લાગતું હતું. પોતાના પતિનો આવી રીતે અચાનક હમેશનો વિયોગ થ- વાથી તેનાં ગાત્ર સ્થિળ થઇ ગયાં હતાં, તેની લલ્લાવટીએ પરસેવાના મોતીયા બાજ્યા હતા, અને તેથીજ કરીને તેના મુખમાંથી નિકળી ગયું કે, પ્યારા પતિ.

---

### ગરબી.

મહોલે પધારો મહારાજ માણીગર મહોલે પધારો. (એરાગ)

હરણ કર્યો જગન્નનાથ, પ્રભુ હીરો હરણ કર્યોરે. ટેક
અવાસ મેં ઉમદો કર્યો, ખરચી દામ અપાર,
ઓચિંતો ઉથલી પડયો, તડકે બેઠી હું નિરધાર. પ્ર૦
લીસું છોડ કમળું અતિ, ફુટયું વધવા કાજ;
છેદાણું તે અધ વચે, તેની ઉમેદ રહી મનમાંજ. પ્ર૦
પાયો નાંખ્યો પ્રીતથી, કરવા ઇમારત કામ;
એકાએક એ તુટીઉં, રહી મનની તે મનમાં હામ. પ્ર૦
આજ દિવાળી કોઇ ધરે, મમ ઘર હોળી હાય;
શું કરૂ ને કયાં જઊ, હવે નાથથી નહીરે મળાય, પ્ર૦
મરૂ મરૂ મરૂ મરૂ હું મરૂ, જીવું નહિં મહિ,[1] માંય;
આધાર મુજ ઉડી ગયો, હવે જીવી કરૂ શું હયાંય. પ્ર૦

**ગરબી.**

કેશી સૈયર જેનો કંથડોરે. (એ રાગ)

સ્વામીજી સ્વર્ગે સિધાવીયારે,
હાંરે સખી શું કહું આ વાર;
કારી ધારે કટારના;
હાંરે મારી ચાલ્યો દિલદાર. સ્વામીજી૦
હુંરે અભાગ્યણી આ સમેરે,
થઇ નશીબ ફરેલ;
લ્હાવ ના લીધો સુખ ચેનથી,
હાંરે સદા દુખની ભરેલ. સ્વામીજી૦

---

૧ પૃથ્વી, દુનિયા.

મેંતો જાણ્યું મારા મનમાંરે,
થયો સફળ સંસાર,
આજે એથી ઉલટું થયું,
હાંરે થઇ દુઃખણી સદાય. સ્વામીજી૦
હાંરે !! પ્રભુ હવે શું કરૂરે,
હુંતો અબળા અનાથ;
ટળવળુ આજે વાડીએ,
હાંરે લઇ ખોળામાં નાથ. સ્વામીજી૦
શા કારણથી કારમીરે,
મારી કાળજે કટાર;
કોણ જાણે દુઃખ કેવું પડયું,
હાંરે મુકી ચાલ્યા સંસાર. સ્વામીજી૦

### દોહરો.

અરર હાય અવળું થયું, ગયો સ્વર્ગ ભરથાર;
હું જીવી શા, શું કરૂં, મરૂ આંહી નિરધાર.

### રાગ ઓખાહરણનો.

તમને દેખીને કરતી કલોલ, આજ દેખી થઈ મરણ તોલ.
તમો ચશ્મોતી વહાલા પ્યારા, આજ પડિયા અમારાથી ન્યારા;
શા કારણથી તજીયા પ્રાણ, તેની કોઇરે કરોને જાણ;
હાથે હીરો ખોયો ઓય ઓયરે, તેતો નહીરે મળે રોય રોયરે.
ઉઠ જીવ હવે શું બેઠી, મારી કટાર પડું ઝટ હેઠી;
ઉઠી લેવા જેવો કટાર, આવી મુર્છા પડી હેઠી નાર.

શુદ્ધિ આવી પાછી જેણી વાર, કરવા લાગી રૂદન અપાર;

**લલિતછંદ.**

અરર અસ્તરે ઓ પતિ થયા;
રઝળતી મુકી, સ્વર્ગમાં ગયા.
નથી નથી નથી, પ્રાણ તનમાં,
અરર નાથરે, દુઃખી મનમાં.
અરર કેમરે, બોલતા નથી;
તુજ તણી દયા, કયાં ગઇ પતી.
રજનિને વિશે, વેણ જે કહ્યુ,
અરર ઓ પતિ, તે ઉડી ગયું.
જરૂર હું થઈ, કર્મ ફુટરે;
કયમ રહી શકું, સ્વસ્થ સાસરે.
જગન નાથરે, ના દયા કરી;
કયમ લિધો તમે, સ્થંભ હું હરી.
નવ દયા તને, આટલી પડી;
નવિન છોડને શું લીધો ઘડી.
મિંઢળ હાથથી, છુટિયું નથી;
પણ મને કરી, છુટિ નાથથી.
પટ પ્રણેતનાં, પ્હેરી અંગમાં;
પરવરી અહીં, હું ઉમંગમાં.
મુજ મને હતું, હાસ્ય હું કરૂં;
અરટા!! હોળી આ, દેખી દિલ બળું.
નહતિ જાણતી, આમરે થશે;

હાથનો હિરો, ફડિરે જશે.
વિનય ભાવથી, રે પ્રભુ વદું;
પઢવજો પતિ, શું કહું વધુ.
તરત તે પછી, ક્રોધની ભરી;
લઈ કટારને, કાળજે હણી.

**બેત.**

રામ રામ મુખ રટી કરી, રામ જપું આ વાર;
મેળવજે મુજ નાથથી, હું છું શર્ણાધાર,
શિવ શિવ શિવ શર્ણે રહું, અતિ હર્ષે આ વાર;
મેળવજે મુજ નાથથી, હું છું શર્ણાધાર.
પ્રભુ પ્રભુ પ્રભુછો પરમ બહુ, ત્રિલોકમાં નિરધાર;
મેળવજે મુજ નાથથી, હું છું શર્ણાધાર.
ધ્યાન ધરૂં હું તુજ તણુ, અવર ન જાણુ સાર;
મેળવજે મુજ નાથથી, હું છું શર્ણાધાર.
ભિડ ભંજન ભગવંતરે, વંદુ વાર હજાર;
મેળવજે મુજ નાથથી, હું છું શર્ણાધાર.
કટાર કાઢીશ કાળજે, જશે જીવ આ વાર;
મેળવજે મુજ નાથથી, હું છું શર્ણાધાર.
બેન ભાઇ શુણજો સહુ, છેવટનાજ પ્રણામ;
મરૂં કારણ હું નાથના, વચને બીડી હામ.

અહો વિસ્વેશ્વરા ! વિશ્વ વ્યાપી જગતબંધુ મહેશ્વર તમે મારા પ્રાણ પ્યારા સ્વામિનાથથી મેળવજો. એમ કરી કટાર

કાઢે છે. એટલે દમ આખર થાય છે અને છેલ્લા પ્રણામ કરી બોલે છે "રામ-રામ-શિવહ........વાંચનાર સજ્જનો બાળમુકુંદ ઘેર ગયા પછી ઘરનાં કામકાજમાં ગુંથાણો તેથી આ બધી વાત વિસરી ગયો હતો. પરંતુ સુર્ય અસ્ત થયો છતાં પોતાનો પ્રિય પુત્ર દેખાણો નહી. એટલુંજ નહી, પણ નવી વહુ આવેલી તે પણ હજુ વાડીએથી ઘેર આવી નહી, એટલે તેને ફાળ પડી, અને તરતજ વાડી તરફ દોડયો થોડી વારમાં તે આવી પહોંચ્યો, અને દરવાજો ઉઘાડી અંદર પેઠો—આણીમેર તેણીમેર જોતો જોતો આગળ ચાલ્યો. જેમ જેમ વાર થતી ગઈ તેમ તેમ તેના વિચાર બદલાતા ગયા. પણ તેટલી વારમાં તો તેણે હરિપ્રસાદને ઝાડ તળે પોઢેલો દીઠો. એટલે તેને વિચાર થયો કે આજ આખો દિવસ ગયો. માથે સંધ્યાકાળ થયો, તોપણ હજુ પોઢેલો છે. આ વાત તો શક ભરેલી કહેવાય. આવું ધારી તે તેની પાસે ગયો પહોચતાંજ વાર જોય છે તો તરત માલુમ પડયું કે હરિપ્રસાદ નેમજ સત્યવંતી તો સ્વર્ગ ગમન કરી ચુકયાં છે. આથી તેના હોશ ઉડી ગયા, તેનાં ગાત્ર ગળી ગયાં, અને તેના મુખની લાલી પલાયન કરી ગઇ, એવામાં તેને ચકરી આવ્યાથી ધરતીએ ઢળી પડયો કાંઈ શુદ્ધ કે સાન રહી નહીં. થોડી વારે ધ્રુજતે શરીરે તેને શુદ્ધ વળી, એટલે ઉઠીને તે આણીમેર તેણીમેર જોવા લાગ્યો તથા ઘેલાની પેઠે બકબકાટ કરવા લાગ્યો. અરે! આ શું હું ખરૂં દેખું છું? અરે! હું સ્વપ્નમાં છું? કે ઘેર છું કે

બીજે ક્યાંહી ? પણ નારે ના હું અભાગી જીવ તો વાડામાંજ છું અને આ, પણે મારા પ્યારા પુત્ર હરિપ્રસાદનું શબ પડેલું છે, અને તેની પાસે સત્યવંતીનું શબ પડેલું છે. અરે હાય હાય, મેં ચંડાળે આ નિરપરાધીઓનાં વિના કારણે મૃત્યુ ઉપજાવ્યાં. અરે મારા જેવો દુષ્ટ, પાપી, અને નીચ, કોઈ પણ નહીં હશે, મારા જેવું અઘોર કામ કોઈ મનુષ્ય જાતી તો શું પણ પશુથી પણ નહી થયું હશે. અરર જીવ આ અકાળ મત્યુ નિપજ્યાં તેનો સર્વ ગુન્હો મુજ અનાડી ઉપરજ છે. આમ વલખાં વીણતો પાસે જઇ તેનું કરમાઇ ગએલું મુખ જુવે છે. એટલે "અરર ! આ બે જણાએ તો કટાર મારી પોતાના જીવનો અંત આણ્યો છે. અરેરે મારા વાહાલા બાળ મેં પાપાએ તને ખોટું કહ્યું. પણ તેં સત્ય માની તારા વચનને પાણી ચડાવી ટાઢી ઉંઘે પોઢયો. અરેરે! દુનિયામાં કહ્યું છે કે "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" તે દશા આજ મારી થઇછે. અરેરે મહા મેહેનતે મેળવેલ મણી મેં મહાસાગરમાં ગુમાવ્યો તે તો હવે ક્યાંથી મળે. ખરેખર તે મળવો મુશકેલ, હવે મારા ઉજળા દિવસ થવા મુશકેલ, અને સંસારમાં સ્વાંગ ધારણ કરી ફરૂં એ થવું પણ મુશકેલ. માટે લાવ જીવ તને પણ એ સાથે કરૂં. પણ ના ના, આમ હું મારા આત્માનો અંત આણીશ તો પાછળ દુનીયાં અનેક રંગી છે તે હજારો જાતના તર્ક બાંધશે. માટે આ બીના કાગળ કટકામાં લખી મેલું. પેનસિલ ને કાગળ તો કનેજ હતાં એટલે લખી પોતાના ગજવામાં મુકયું

પણ પોતાના પ્રીય પુત્રનું પડેલું શબ જોઈ તેને ઉભરો આવતાં તે બોલી ઉઠયો.



## ઓખાહરણ.

હાથે કીધેલ હૈયે વાગ્યાં, હાય પાપ મારે કર્મે લાગ્યાં;
અરર અધમ થયોરે અપાર, આજે સુનો સહુ સંસાર. ૧
આવું કોઇથી ન હોજો ભાઈ, હુંતો હાલ ગયોરે ઠગાઈ;
સહસા કામ કર્યું આ વાર, તેનું ફળ મળ્યું દુઃખદાર. ૨
આશા જેના ઉપર હું ધરતો, તેના માટે રહયો હવે રડતો;
નહોતું જાણ્યું જે આમજ થાશે, દેહ છોડીને દિકરો જાશે. ૩
ગયો દિકરો જુઓ આ ટાણે, હવે નહીંરે મળે દીધે નાણે;
સત્યવંતી ગઈ એની સંગે, ત્યારે કેમ ફરૂં હું ઉમંગે. ૪
મરણ પામાશ પુત્રની સાથ, મારે નથીરે રહેવું મહિનાથ[1];
કાળું મોઢું લઈ ક્યાં હું જાઊં, મરણ કુંડમાં હવે હું ન્હાઊં.૫
એમ કહીને લીધો કટાર, કરતાં ઘા પેઠો તે અપાર;
ચીબ ઢળ્યો ધરણી મોઝાર, પુત્ર પુત્ર કરીને પુકાર. ૫

### પદ.

ઘરસેં ગઇ મેરી પ્યારી, ના જાનું કહાં સીધારી. એ રાગ.

છોડી ચાલ્યો પુત્ર પ્યારો, મને લાગે સંસાર ખારો. ટેક.
હતો આધાર ચાલ્યો આજ, છોડી મુજને ભાઇ;
ગયો આકાશ ઉડીરે, ખરે મુજથીજ રીસાઈ.
હતો પલમાં જે ફરતો રંગમાં, તેના શું બોલું જશ જાઈ;

---

૧ પૃથ્વીપતી.

શું પૂરમાં હું જઈ કરીને, ખાઊં અરરર વધાઈ.
પુરવાસી કહેશે નઠારો, છોડી ચાલ્યો૦
ખરે મેં પાપ કીધાં છે ઘણાં, માટે દુ:ખી છું વનમાં.
અઘોર પાપી કંઈક કહેશે, નિંદશે બહુ જનમાં;
કોઇ આવીને એ દેવ મુજને, સ્હાય કરો વિઘનમાં.
ઘભરાય કોમળ જીવ આ, સઘડી બળે છે તનમાં;
બળતી સઘડી તે આવી ઠારો, છોડી ચાલ્યો૦
શાણી છબિશ આ જગમાં, કયમ વિશરૂં ગુણ તુજ તણા;
મેં ધુળ માંહી ખોઇ નાંખ્યા, હતા હીરા બે જણાં.
ચાતુર્યમાં વધતા અતિ, વળી રૂપમાં નહિરે મણા;
અફ્રશોશરે અફ્રશોશ છે, દુખ રૂપી ઝાડ ઉગ્યાં ઘણાં;
જાય આફ્રશોશે જીવ આ મારો, છોડી ચાલ્યો૦

ખેત.

અરરર ઈશ આ મહિ વિશે, પુત્ર વિના નર નાર;
દુખી જીવ દિશે સહુ, દિઠા કસ્ટે અપાર.
દિપક મારા અવાસનો, હતો મહા બળવાન;
અસ્ત થયો અંધકાર કરિ, ગયો ભલા ભગવાન.
વિનવું વારંવાર હું, મેળવજે મહિ નાથ;
કાઢું કટાર કાળજે, કરિને લાંબો હાથ.

આવી રીતે વિલાપ કરતો કાળજેથી કટાર તેણે ખેંચી કાઢ્યો. એટલે તેના પ્રાણનો અંત આવ્યો જેથી બોલ્યો "સ્વાયંભુ, નારાયણ—નારાયણ—નાસહાહ.................. આમ કરતો મૃત્યુ પામ્યો. વાંચનાર ભાઈઓ આ

ત્રણ જણાનું આખ્યાન આપણે આટલા સુધી વાંચ્યું. હ-
વે રાધાજીને સંભારવાં જોઈએ. રાત્ર પડી ગઈ છતાં ત્રણ-
માંથી એક પણ હજુ આવ્યો નથી. રસોઇ ટાઢી થવા
આવી તો પણ કોઇનો પડછાયો સરખો પણ જણાયો નહી.
એટલે તે વિચારવા લાગી કે દૈવ શા કારણથી એઓને
રોકાણ થઇ હશે. જીવ મારાથી સમજાતું નથી. કે આટ-
લું મોડું થયું છે, છતાં હજુ સુધી કોઈ જણાતા પણ ન-
થી. તે વિચારતી હતી તેટલામાં એક ભરવાડ હાંફતો, હાંફ-
તો, મેડાપર ચડી આવ્યો. તેને જોઇ રાધાજી વધારે ગભ-
રાવા લાગી. આણી તરફ એક ગાઉનો જલદ પંથ
કરવાથી તેમજ આ ભયંકર સમાચાર કેહેવા છે તેથી ભ-
રવાડની જીભ છીપર બની, અને તે મુગાની પેઠ સુનમુ-
ન ખડો થઈ રહયો. પણ રાધાજીથી ન રેહેવાતાં તેને પુ-
છયું અલ્યા ભાઈ તું આટલો ઉતાવળો સીદને આવ્યો
છું. શું કાંઈ માઠા સમાચાર લાવ્યો છે? ભરવાડ લડથડ-
તી જીભે બોલ્યો. " માતાજી મા–રા–કા–કા–અ–ને–બી–
જાં–એ–જ–ણાં–ચે–તી–ગ–યાં–છે.

રાધાજી—( ગાભરી બનીને ) શું શું તું ખરૂ કેછ. અરે તે
ક્યાં ફને.

ભરવાડ—આપણી વાડીમાં.

રાધાજી પોતે સમજુ તેમજ હુંશિયાર હોવાથી ધીર-
જ ધારી તરત પોતાના સગાં સ્નેહીને બોલાવી આ વાત-
થી વાકેફ કર્યા. અને તરત તેઓને તથા ભરવાડને સાથે

લઇ વાડી તરફ ચાલી. રસ્તે જતાં રાધાજી પોતાના મન-માં "અરેરે આ શું ખરૂ હશે, હશે તો હશે, કારણ આ-જ મને પળ પળમાં માન શુકન જણાય છે. સર્વે જણા વાડીમાં ગયા એટલે ભરવાડે આઘેથી પડેલાં શબ બતાવ્યાં એટલે રાધાજી રોતી રોતી આગળ ચાલી અને બીજા માણસો પાછળ પાછળ હાય અફશોશ કરતા ચાલ્યા. રાધા-જીના વાળ છુટા પડી જવાથી તે ભુતડી જેવી દિસતી હતી, તેના પગમાં કંકર કાંટા વગેરે વાગ્યાથી તે ખોડંગી ચાલતી હતી, તેના સાળુમાં ઝાડ ઝાંખરાં ભરાયાથી ચુરે ચુરા ઉડી ગયા હતા. આંસુપાત જારી રાખવાથી ગાલની ગુલાબી લાલી કાજળથી કાળી પડેલી લાગતી હતી. એ-ટલુંજ નહી પણ ગુલાબી રંગની લાલી પલાયન કરી સ્યા-મવર્ણી સર્વે બની હતી. આવા કઢંગા પણ કરૂણામય વે-શમાં તે માન્ડ માન્ડ ત્યાં પહોતી. તેઓ ત્યાં જઈ જુવેછે તો ત્રણે જણાં સ્વર્ગ ગમને પોત્યાંછે. તેથી રાધાજી બો-લી ઉઠી. અરેરે પણ આ શા કારણે મૃત્યુ પામ્યા હશે અ-રે એટલું દુઃખ એમને શું પડયું હશે!! "પણ રાધાજી ઘણી ચતુર અને હુંશીયાર હતી. તેથી તેણે તપાસ કર્યો તો માલમ પડયું જે પોતાના પતિના ગજવામાં કાગળ જણાયો એટલે ધિરજથી તે કહાડ્યો અને ચંદ્રનો અજ-વાસ તો ખુબ પડતો હતો જેથી તે વાંચવા મંડી. વાંચી પુર્ણ કરી તેને વીંટાળી પોતાને છેડે બાંધ્યો. પછી તેણે ત્યાં મળેલા માણસોને કહ્યું, જુઓ મારા પર દુખનાં ઝાડો ઉ-ગવામાં બાકી રહી નથી. તમે સર્વે જણાઓ આ દુખી

દેખાવ જોઇ આક્રંદ કરોછો. તે હું નજરે જોઊં છું. પણ મારાથી હવે શું થાય, મતલબ કે જે થવાનું હતું તે થયું. હવે તે મિથ્યા થનાર નથી. માટે તમો પણ આજ રાતની રાત આંહી મારી સાથે રહો અને મારે સવારે આ બીના જાહેર કરવી પડશે. એમ મારા પતીના લખેલ પત્રથી જણાય છે. પછી તેઓ તે રાત્રે ત્યાં રહ્યાં. રાધાજી પણ પો. ફાટતાં સુધી ઈશ્વર ભક્તિમાં નિમગ્ન રહી સવારે પુર્વ દિશા તરફથી સોનેરી રંગનાં રાતાં કિર્ણો દેખાવા માંડ્યા તે રાધાજી વગેરેને આગના ભભુકા સમ લાગતાં હતાં. આ વાતની ગામના લોકોને ખબર પડતાં સરવે તે જોવાને આવી ચઢ્યા. અમલદારોએ આવી રાધાજીને પુછ્યું આ હકીકત શી રીતે છે. આ અઘોર કૃત્ય કેવી રીતે બન્યું તેના વિશે તમને માહિતિ હોય તો અમને કહો. રાધાજી કહે આપ સરવે સાંભળશો તેવી રીતે થયેલ હકીકત સંભળાવું છું. આમ કહી રાધાજી ઊંચા આસનપર સરવેને હકીકત કેહેવા લાગ્યાં. એટલે સરવે ચુપ થઇ ગયા. રાધાજીએ કહ્યું જુઓ ભાઈઓ આ ત્રણેનાં મૃત્યુ શા કારણથી નિપજ્યાં તે આ કાગળ કે જે મારા પતીના ગજવામાંથી મળ્યો છે જે વાંચીશ એટલે સર્વ કોઇ જાણશે. ( વાંચે છે ) "પુરવાશીઓ વગેરે સર્વ જનોને હું ચેતવણી આપુ છું કે આ મારાં ત્રણ જણોનાં મૃત્યુ થયાં છે તે સર્વ મારી નઠોર બુદ્ધિથી થયાં છે. હું મારૂ સર્વ વતાંત આપ સજ્જનોની પાસે પહેલેથી છેલે સુધી યાને અથથી તે ઈતિ સુધી કહી સંભળાવુ છું, તે સર્વ જનોએ કૃપા કરી સાંભળવું.

કારણ કોઇને શીખામણ તરીકે કામ લાગશે. સાંભળનાર ભાઇઓ અને બેહેનો પ્રથમ મારે પેટ પુત્ર ન હોવાથી હું કેવો દુઃખી હતો, પુત્ર સારૂ કરી ધર્મની જગોમાં ભટકતો, જંગલો જંગલ આથડતો, અરે મેં વૈદોના ઘરોમાં પણ ભટકવામાં બાકી રાખી નહીં પરંતુ કોઇથી પણ મારૂ ભલું થયું નહી. થાય કેમ ઇશ્વરને કરવું નહીં એટલે સર્વે ઇલાજો મિથ્યા. સજ્જનો તે વખતે મને જેમ પૈશે ટકે લીલા લેહેર હતી, તેવીજ આ પ્રસંગે હતી, અને પરમેશ્વરને કરવું હતુ ત્યારે હું પુત્ર લાભને પણ પામ્યો, મારે ઘેર લીલાં તોરણો બંધાણાં. ધ્વળ મંગળ મારે ઘેર તો શું પણ પુરવાસીઓને ઘેર પણ તે દિવશે ગવાવા લાગ્યાં. અને વરષારૂતુમાં મેઘ ધારા આવવાથી ચર અને અચર પ્રાણીઓમાં જેમ લીલાલેહેર થઈ રહે છે, તેવીજ રીતનો આનંદમય ઉત્સવ મારે ત્યાં તે દિવસે થઇ રહયો. તેજ પુત્ર ઈશ્વર કૃપાએ મોટો થયો, વળી ભણેલો હુંશીયાર થયો વધારે ખુશી થવા જેવું એ હતું જે તેને સ્ત્રી મળી તે પણ સારા ગુણ વાળી માલમ પડી; પરંતુ મારા ઊંધા નસીબને લીધે મેં પાપીએ વિચાર કર્યા વગર સહસા કામ કર્યું. મારા પુત્રે પોતાની સ્ત્રીને વચન આપેલ કે મારે તારા મ્રત્યુ થયા બાદ તારી પાછળ મરવું. આજ રોજે પાસે પડેલો મારો પુત્ર વાડીએ હતો ત્યારે મેં પાપીએ મન ઉઠાવણીથી ખોટી વાત તેને કરી કે તારી સ્ત્રી તો અકાળ મ્રત્યુએ મરણ પામી. આટલું કહી હું નીચ પાપી ઘેર આવ્યો. પણ એ સત્યવાદી પુત્રે પોતાનું વચન પાળ્યું અને તેવી-

જ રીતે શાણી સત્યવંતીએ કરયું. સાંજરે મને સાંભરી આવતાં ઉતાવળો ઉતાવળો વાડીએ ગયો. અને જોયું તો આ અઘોર કામ મારી નજરે પડયું, જોતાંજ વાર મારા રોમ રોમ ખડા થઈ ગયા, મારૂં લોહી ઉકળી ઉઠયું, મારા હોશ ઉડી ગયા, મારા કામનો પસ્તાવો મારે ગળે બાઝયો, અને કેટલીક વાર બકયા બાદ મેં પણ એજ કામ આદરયું. તેતો પરિગ્રહ્ને પૂર્ણ કરયું કે નહીં, તેની ગત તેહ જાણે. પણ અરેરે પરમાત્માની અકળ ગતિનો પાર નથી. તેના અથાગ ડહાપણના હું આ સમે જીભ્યાએ કરી કેટલા ગુણ ગાઉં. મોટા મોટા પંડિતો પણ તેનું વર્ણન ન કરી શકયા, ત્યારે હું શા લેખામાં. જય જગદીશ્વર તારી લીલા અપાર છે, અને ખરેખાત તેનો પાર નથી. પણ હાય હાય મેં પાપીએ આ અધર્મ કરયો તેથી ત્રણે ભુવનમાં છુટવાનો નથી. અરે હું અભાગી જીવ રૌરવ નર્કમાંજ સડયા કરવાનો. વાંચનાર ભાઈઓ અને બેહેનો, જો કે અમારૂ કુટંબ સુધરેલું હતુ. તો પણ ખરેખર આ વખતે વિચાર કરતાં સર્વ કોઇને બગડેલુંજ માલમ પડશે. પણ દેશ બંધુઓ યાને સ્વદેશીઓ આવો ખ્યાલ આપના રૂદયમાં લાવી અમારી ચુક કાઢવા વિચાર કરયો હોય તો મુલત્વિ રાખશો. કારણ કહેવત છે કે, “વિનાશ કાળે વિપરીત બુદ્ધિ” એ સ્વભાવિક છે. આથી સર્વે કાઈને શીખામણ લેવાની છે કે, કેટલાક ભણેલા પૂરૂષોથી આવાં ન કરવાનાં કામો થઇ જાય છે અને થયા કેડે પસ્તાવો કરે છે.

પરંતુ હરકોઇ કામ આદરવું તે પેહેલાં તેનો ખુબ લાંબો વિચાર કરવો કારણ મધ્યાન કાળના ટુંકા કિરણો કરતાં, સ્વયંમકાળના ટાઢા પણ લાંબા કિર્ણો હોય છે. તે મજ ટુંકા વિચાર વાળાના વિચાર, તેજોમય ખરા પણ ટકાઉ થોડા હોય છે. ટુંકે વિચારે ઘણી વખત મ્હોટી હાની પહોંચે છે જેવી રીતે મને પહોંચી, મને કાંઈ ઓછો ગેર લાભ થયો નથી, એ સર્વ મારી વગર સમજણને લીધે થયું છે. માણુસ જુવાનીના મદથી, પૈસાના મદથી, કે બીજા કોઇ મદથી છકી જઇ કુકૃત્યો કરે છે અને તેમાં દુઃખ પામેછે. અને ખરૂ જોતાં તેમજ જોઇએ. કારણ "ધર્મો જય ને પાપો ક્ષય" આ કહેવત ખરી છે કે તેમાં પરિણામે "કરણી તેવી પાર ઉતરણી" આ પોઈંટજ ઉભો રહેછે. વળી કેટલાક નીચ પુરૂશો વગર કારણે કોઇના પેટ પર પગ મુકે છે. યાને તેનો જેના પર જીવિકાનો આધાર તે બંધ કરાવી પાયમાલ કરે છે. તેને પણ તેની કરણીનાં ફળ જગતબંધુ ગમે તેવી રીતે આપે છે અને મળ્યાં[૧] પણ છે. સજ્જનો મારા ધારવા પ્રમાણે આ પણ સર્વ મનુષ્ય પ્રાણીને પરમાત્મા પરમેશ્વરે દુનીયામાં પર ઉપકાર કરવા, પોતાનું ભજન કરવા, તથા કિર્તી મેળવવા મોકલેલા છે. પરંતુ તેમ વર્તવું. આ નિયમને થોડાજ લાગુ પાડેલા માલમ પડે છે. ભવિષ્ય પ્રબળ છે, તેમાં જરા પણ મીન

૧ અંજારમાં ગ્રંથકર્તાને અનુભવ છે કે મુત્સદી વર્ગમાં છે.

મેખ થવાનું નથી. તો પણ આટલું તો સર્વ કોઇએ યાદ કરી જાણવું જોઇએ કે આ જગત મિથ્યા છે. જેમ પાણીનો પરપોટો જન્મ પામી જરા વારમાં નાશ પામે છે, દિપકને પવન લાગ્યાથી ઓલવાઈ જાય છે. તે પ્રમાણે આ કાચી માટીની ઘડેલ દેહનું પણ જાણવું. માટે શાણા સજ્જનો પર ઉપકાર કરવો. એમાંજ વડાઇ છે. મરવુ તો છેજ, આ નિયમને બાદ આવનાર નથી. છતાં કેટલાક મદમાં અંધ બની ઘણાને પીડા કરે છે, લુટે છે, તેનું બુરૂ થવાનાં સાહિતો સજ કરે છે, પાયમાલ કરે છે, ઠગે છે, ખોટો વિશ્વાસ આપી હાની કરાવે છે, બહારથી મિત્રતાનો ભાવ દર્શાવી અંદરથી તેનાં મુળ છેદે છે. અને મનમાં સમજે છે કે કંઈ પણ થનાર નથી. આવા નાસ્તિકો નિચ પાપીઓને વાસ્તે ત્યાં તો ન્યાયજ છે. તેમના કુકર્મનો બદલો તેમને કંઈક અહીં અને વિશેપ તહીં મળવાનો. રાય શું, અને રંક શું, ગરીબ શું, અને તવંગર શું, સરવેને કાજે ત્યાંતો ઈન્સાફ સરખોજ છે. માટે ભાઇઓ મારી આપ પ્રત્યે એટલીજ વિનંતી છે જે, જેમ બને તેમ દુનિયામાં સત કરમો કરી કિર્તી મેળવવા લોભ રાખવો. પ્યારા સજ્જનો વધારે લખવા જેટલું ખોટી થવું મને પાલવતું નથી. કારણ મારી વિચાર શકતિ પળે પળે કોણ જાણે શા કારણથી બદલાતી જાય છે. તો પણ મારા પુત્રનો રમુજી ચેહેરો જોઇ ખેદ થતાં અંદર સુજેલા વિચારો મુખે આવવાથી લખું છું.

## ગરબી.

સંસકારે સંબંધી સરવે મળ્યું રે. ( એ રાગ )
હાય અતિ અધર્મ મેં આતો કર્યોરે;
કોઈ કરશો ન આવું કામ, હાય અતિ૦
સહસા કામ કર્યું મેં જગતમાંરે;
જેનાં ફળ મળ્યાં આ વાર. હાય અતિ૦
માર્યો જોધ જુવાન મેં આ સમેરે,
થયો દુખીઓ મહી મોઝાર. હાય અતિ૦
સત્યવંતી તણી વલે મેં કરીરે,
સતી પોહોતી સ્વર્ગ મોઝાર. હાય અતિ૦
ડુંગર દુઃખ તણા ઢળીને પડ્યારે;
હાય હાય હવે શું થાય. હાય અતિ૦
થડ મૂળથી ખોદી મેં કાઢીઊંરે;
કર્યું નાશ કુટંબનું સદાય. હાય અતિ૦

## ગરબી.

ઓ વાંસલડી વેરણ થઇ લાગીરે વ્રજની નારને. ( એ રાગ )
શાણા સજનરે દુર્ભાગીની કહાણી સુણજો આ સમે;
સુણી ગભરાશો કોણ જાણે મારૂં મનડું તો ક્યાંહીં ભમે. શા૦
મેં કુમળુ ઝાડ કાપ્યું થડથી, ઘેરાણી બુદ્ધિ જ્યારે મળથી;
કુળ કર્યું નિકંદન મેં જળથી. શાણા૦
આ પાપ અઘોર બહુ કહેવાયે, પણ થયા પછી કહો શું થાયે;
નહિ કરનારો નર્કે જાયે. શાણા૦
પાછળ પ્રિયા જે છે મારી, વળવળશે તે દુઃખની મારી;

જીવશે કે મરશે મુજ નારી. શાણા૦
સુણશે શ્રવણે આ વાત બની, ક્યમ હિંમત ધરશે તેહ ધણી;
પડશે મુર્છિત થઇને ધરણી. શાણા૦
અરરરરરર પ્રભુ હાય હવે, સરરરરરર આંસુરે પડે;
ગરરરરરર મુજ હૈયુ ગળે. શાણા૦
છેવટના અભિવંદન સુણજો, મુજ પ્રિયા તણું રક્ષણ કરજો;
હવે જગત બંધુ જલદી મળજો. શાણા૦

સતી રાધાજી આ પત્ર વાંચી રહ્યા બાદ બોલી "ભાઇઓ મારા કુટુંબમાં આજ રોજે ત્રણ જણાનાં મૃત્યુ કેવી રીતે નિપજ્યાં તે આ મેં કાગળ વાંચી સંભળાવ્યો તે ઉપરથી જાણવામાં આવ્યું હશે, મારાપર દુઃખ પડવામાં બાકી રહી નથી. ત્યારે હવે આ મિથ્યા સંસારમાં રહી મારે શું કરવું, હવે આ સંસાર મારે શા કામનો, કેટલીક સ્ત્રીઓનો શોર યાને ધણી મરી જવાથી તેની પાછળ એક કે બે પુત્ર મુકી જાય છે. તેના ઉપર તેની માતા પોતાનો જન્મારો કાઢવા હિંમત રાખે છે પણ મારે તે બાબે જમીનપર હાથ છે. માન્ડ માન્ડ હજાર માનતાએ, અને લાખો કષ્ટ વેઠયાં ત્યારે હરિપ્રસાદનું મુખ જોયું, અને વંઝા મેણાની કાળી ટીલી ઉતરી, પણ તે તો આજ શબ થઇને પડયો છે. માટે મારે આ ફાની દુનીઆમાં રહેવા હવે વિચારજ નથી. કારણ સુર્ય અને અગ્નિ દેવતાની સમક્ષ જેને કોલ આપ્યો, તે કોલ ન પાળવું એમાં મહા દોષ છે. જ્યાં નિલું મળે ત્યાંજ જવું એ કેટલેક દરજજે ખોટું. મારે તેમ જરૂર નથી, હુંતો મારા

પતિ સંગે ચિતા ખડકી અગ્નીસંસકારમાં બળીશ, અને મારા વહાલા હરિપ્રસાદને તેની સ્ત્રી સત્યવંતી સાથે ચિતામાં ગોઠવીશ, અને આપ સર્વે જણું દેખશો તેમ મારા પેદા કરનાર જગદીસ્વરની હજુરમાં મારા આત્માને મોકલીશ. આ બાબતમાં જે મને આડે આવશે, તે પોતાની હલકાઇને પાત્ર થશે. આવું કહી તેણે કાષ્ટ ચિતા તૈયાર કરાવી. એક ચિતામાં સત્યવંતી તથા હરિપ્રસાદને ગોઠવ્યાં. અને બીજી ચિતામાં હિંદુ રૂઢી પ્રમાણે; પોતાના પતિનું તથા પોતાનું આસન કરાવ્યું, આ કાર્ય કરી રહ્યા બાદ તે ચિતાપર ચઢી, એટલે તો સર્વ મનુષ્યોએ જય અંબે જય અંબેની વાણીથી આકાશ ગજવી મુકયો. શરણાઈ ઢોલ અને એવાં બીજાં સુરાતનનાં વાજીંત્રો એટલા તો જોસમાં વાગવા લાગ્યાં કે, કાન પડયું કાંઈ પણ સંભળાય નહીં. વળી આ અદભૂત ખેલની ખબર ગામ પરગામના લોકોને થવાથી તેઓ આ ઠેકાણે એકઠા થએલા હતા. મોટા ધનાઢયો તેમજ ગરિબો, અમલદારોને જાણ થવાથી તેઓ આ પ્રસંગે આવી મળ્યા હતા. કેટલીક સ્ત્રીઓ આ સતીનું પરાક્રમ વગેરે જોવા મળી હતી. તે પ્રસંગે સતી રાધાજીને ચિતાપર ઉભેલી જોઇ સર્વે કોઇના મુખાર્વીંદ ઉપર ઉદાસી રૂપી પીછોડી પથરાંએલી દીસતી હતી. આ વખતે સુગંધીમય પદાર્થોનો જથો એકઠો કરવામાં આવેલો હતો પણ તે સર્વ ઝેર સમાન લાગતો હતો. રાધાજી કાષ્ટ ચિતાપર ચડી પોતાના હસ્તની તાળીઓ પાડી સર્વને ચુપ રહેવા ઇશારત કરી કે વાજાં ગા-

જાંવાળા તથા સરવ મનુષ્યો ચુપ થઈ ગયાં એટલે સતી રાધાજી બોલ્યાં. "ભાઈઓ અને બેહેનો આ પ્રસંગે જોતાં સર્વ કોઈના મુખમાંથી ગુલાબી લાલી ઉડી ગએલ માલમ પડે છે. માટે કહેવુ પડે છે કે, તમો કોઇ પણ દિલગીર થશો નહીં. કારણ દુનીયાં અનેક રંગી છે. તેમા અનેક તરેહનાં કાર્યો થતાંજ આવે છે. અને આપણે પણ ખરેખર એમજ ધારવુ જોઈએ કે, જે પરમેશ્વરે ધાર્યુ છે તેજ થાય છે. તેમાં જરા પણ વધ ઘટ થતું નથી, અને આપ સર્વે માહીતગાર છો તોપણ હાલના જમાનામાં મને એ વાતની વિશેષ માહિતી છે. જેના વિશે થોડુંક બોલવા રજા લઉં છું. અને જો કે મારો વિચાર આ બાબતોમા કાંઈક સુધારો કરવાનો મારી મતી પ્રમાણે હતો પણ તે અધવચ અટકી પડ્યું. જેથી આપને ભલામણ તરીકે કહું છુ પણ તે અગાઉ દીનપણાથી અરજ કરૂં છું જે.

### ગરબી.

મારારે સ્વામી બોલોનેરે વાહાલા. ( એ રાગ )

મારારે વચનો સાંભળજોરે પ્યારા,
સુણી શીખે તેને છે સારાં. મારાં૦
સમજણ વિણ કાર્ય કરો ન કોઈ;
કુવા માંહી દેખીત પડો શું જોઈ. મારાં૦
કીધું મમ પતિએ એવું કામ;
પ્રજા શખ થઇતે જુઓ આ દામ. મારાં૦

ચાહલારે ભાઈ રીત છે આપણમાં;
પરણાવે બાળક બચપણમાં. મારાંરે૦
એથી હાની બહુ છે પરીણામે;
દેખાએ નહી સૂખ કંઈ નામે. મારાંરે૦
કાઢો ભાઈ રીત બુરી ભૂંડી;
ખલકમાં ખ્વાર કરે લુંડી. મારારે૦

સ્વદેશીઓ ઘણી વખતે બાળ રંડાઓએ મારી પાસે આવી પોતાના કર્મની કહાણીનો વિલાપ કરી મને દયા ઉપજાવી છે અને ખરેખર જોતાં મને પણ લાગ્યું કે તેમના દુઃખની અવધીજ છે. મેં તેમને ધીરજ આપી દિલાશો આપ્યો છે, કે હું તમને મદદ કરીશ, તમારૂ દુઃખ નિવારણ થશે એવા ઉપાયો યોજીશ. તેઓ હમણા પણ આંહી આવી છે. તેમનાં નાગ ખુલ્લાં બોલવા મારી મરજી નથી વળી બાળ લગ્નથી પીડા પામતી બાળાઓએ પણ કેટલીક જાતનું દુઃખ મારી પાસે કહ્યું છે. તે મને પણ હમણા મારી નજરે જોઉં છું. માટે સજ્જનોએ અબળાના દુઃખ તરફ નજર રાખી એવા ઉપાયો યોજો કે તેથી કરીને તેઓ મહા સંતાપથી છુટે કારણ આ બાબત મને તેમ સર્વને દાઝ હશેજ. મને થોડોક આ વિષયનો અનુભવ છે તે આ પ્રસંગે આપ દાના ભાઇઓની પાસે નિવેદન કરૂ છું તે તરફ કૃપા કરી તમારૂ લક્ષ ખેંચશો. કહ્યું છે કે.—

દોહરા.

સ્વદેશની પડતી થઈ, અણસમજણથી આજ;
બાળ લગ્ન સહુ બંધ કરો, સરશે સઘળાં કાજ.

## રાગ પરજ.

અરે કોઇ આદમી અવોરે, જડે જમશેદજી જેવારે. એ રાગ.

સજ્જન શીખ કહુ છું સારીરે, મતિ અલ્પ જાણજો મારીરે.
નાનપણમાં લગ્ન કીધાથી, અતિ અનીતિ થાય;
મોટાં ઘરાંની આબરૂ તે પણ, પળમાંહી લુટાય. સ૦
નાનપણામાં પરણાવ્યાથી તો, વિદ્યા નહી શીખે વિશેક,
તેથી કરીને આબરૂ ખોવે, ખોવે પોતાની ટેક. સ૦
થોડી વિદ્યાથી નોકરી હલકી, કબુલ કરે તત્કાળ;
જીંદગાની દુઃખ માંહી ગુજારે, જેમ કાંટાની વાડ, સ૦
બાળ લગ્નથી બીજી અનીતી, અનેક રીતે થાય;
સાર થયાનું અસારજ દેખે, પછી ઘણું પસ્તાય. સ૦
નાથ જે નાનો હોય ઘણેરો, ઘરમાં ન માને કોય;
સાસુ નણંદ જે મેણાં મારે, વહુ તે બેઠી જોય. સ૦
પણ જો હોય કંથ પોચેલો, પજવે નહી કોઇ નાર;
ઉલટું અતિ સો હેત કરે ને, ધરે અતિસે પ્યાર, સ૦
નાના પતિ થકી વિપતી પડતાં, ઘાત કરે કઇક નાર;
બાળલગનનું બુરૂં ફળ એ, મનન કરો નિરધાર. સજન૦
સતી રાધાજી વંદી કહે છે, કરજો જોઇને કામ;
સમજણ ધારી કામ કરો તો, ઉત્તમ વધશે હામ. સજન૦

### દોહરો.

બાળ લગન કરશો નહીં, હાની કારક એહ;
પડતીનું કારણ ખરૂં, જાણો જરૂરજ તેહ.

રાગ માતમ.

રે એય હાયરે બાળલગનને બાળો;
બાળ લગનને બાળો;
ભુડો ચાલ એ તર્તજ ટાળો. રે એય૦
પરણ્યો બાળ પણામાં જે બાળ,
તેનો નિશ્ચય થશે વેહેલો કાળ;
માર્યો માબાપે જાણીને બાળ. રે એય૦
બાળા બાપડી શ્રાપજ દેશે,
કષ્ટ પોતા તણું કોને કહેશે;
બળી ખાખ થઈ મનમાં રહેશે. રે એય૦
કહેશે સખીને કંથ મારો કુડો,
છતે કંથે ભાગ્યો મારો ચુડો;
નહીં મળ્યોરે નાવ મને રૂડો. રે એય૦
અસલ ચાલ હતો કેવો સારો,
તેતો લાગે અતિ મને પ્યારો;
હાય લાગે છે ચાલ આ ખારો, રે એય૦

ભાઈઓ આ પ્રમાણે આપણી આર્ય પ્રજા દુઃખી છે, માટે તેમનાપર રેહેમ નિધાહ કરી તેમના દુઃખમાં ઘટાડો થાય તે તરફ તમારૂં લક્ષ ખેંચજો જેમાં આપણું તથા આપણા દેશનું ભલું છે. જેમ બાળલગ્નથી અનેક હાનીઓ થાય છે." તેમજ આપણામાં પુનઃવિવાહનો ચાલ ન હોવાંથી અનેક ગેરફાયદા થાય છે, માટે તે થાય તેવો બંદોબસ્ત કરવા સર્વ કોઈએ ધ્યાનમાં લેવું. આ પ્રમાણે

સતિ સંભાષણ કરતી હતી એટલામાં એક અબધુત મોટી જટાવાળો માણુસનાં ટોળાં વચ્ચે થઇ આવી ચડયો, તેણે એક હાથમાં તુંબીપાત્ર તથા બીજા હાથમાં લાંબી મોટી જેષ્ટિકા ધરેલી, ગળામાં રૂદ્રાક્ષની માળા ધારણ કરેલી, સર્વ અંગે વિભુતી લગાડેલી, આવા વેશમાં તે યાહોમ કરતો સતીના સનમુખ આવી ખડો રહ્યો. આ જોગીને આવા આડંબરથી આવેલો જોઈ લોક સહુ વિસ્મય થયા, અને પોત પોતામાં ચરચા ચલાવા મંડયા, આવે વેશે જોગીને ચીતા પાસે ઉભેલો જોઈ રાધાજીએ તેને પૂછ્યું. મહા જોગીરાજ આપ અહીં શા અર્થે પધારેલા છો તે કૃપા કરી કહો.

જોગી—હમારેકુ કુચ્છ દુસરાતો કામ નહી હે લેકીન તુમને યે કઇસા ઢોંગ લગાયાહે ઔર ઇતના આદમી એકીઠે હોનેકી કયા ઝરૂર હય, એ જાનનેકી હમારી ઇચ્છા હય.

રાધાજી—મહારાજ, આ જે નજદીક ચિતા છે, તેમાં મારા વહાલા પુત્ર હરિપ્રસાદની લાશ તેની સ્ત્રી સહિત છે. અને જે ચિતાપર હું બેઠી છું, તેની અંદર જે લાસ છે, તે મારા સ્વામીની છે. એઓનાં અકાળમૃત્યુ થયાં છે. જેથી મારો વિચાર મારા સ્વામી સાથે અગ્નિસંસ્કાર કરવાનો છે અને મારા પુત્રને પણ તેની વહુ સાથે અગ્નિદા-

હ દેવાનો છે, જેથી તે જોવાને આટલા આદમી એકઠા થયા છે.

**જોગી**—યે તીનોકા મૃત્યુ કીસી સબબસેં હુવા હય, વો જાનનેકા ઇરાદા હય.

**રાધાજી**—(તેને સરવ બીનાથી વાકેફ કરે છે) કેમ આપ સમજ્યા ?

**જોગી**—અબ હમ સમજા, લેકીન હમ તુમકો પુછતે હું કે, ઐસા નિચ પતીકે સંગ તુમ કાયકે બાસ્તે જલતી હે. ઇસીસેં તો તુમકુ કરમ લગેગા. યે હમારી બાત તુમ સચ્ચ કરકે કબુલ કરના.

**રાધાજી**—મહારાજ દુનીઆમાં પરિબ્રહ્મે જે પતિ આપ્યો તેને પોતાના મુગટનો મણી કરી જાણવો. હું જેને મારો આધાર કરી જાણતી હતી, તે આ ફાની દુનીયાનો ત્યાગ કરી સ્વર્ગે સંચર્યો. ત્યારે મારે પાછળ રહી શું કરવું? માટે મને હવે દુનીયામાંની કોઈ પણ વાતનો અફસોસ નથી.

**જોગી**—દેખો બાઈ, તુમકું હમ સચ કહેતે હય કે તુમારી મીટ્ટી નાહક ખરાબ મત કરો ક્યું કે ઐસા પાપીકે સાથ જલનેમેં કર્મ લગતા હય, બાસ્તે તુમ દાનાવ હો તો ઘરકું પીછા ફરો ઓર બૈધર્વ ધર્મ પૂરા કરો.

**રાધાજી**—મહારાજ આપ મોટા છો, પરંતુ મારા પતિને

પાપી ના કહો અને મારી પાસે એ સર્વ વાત કરવી છોડી દ્યો ગમે તો સમુદ્ર એની મેળે મા-ઝા મેલી દે, પૂર્વનો સૂર્ય પશ્ચિમ ઉગે તો પણ મેં ધારેલ ધારણામાં નિશફળ થવાની નથી.

**જોગી**—હમ સચ કહેતે હે કે તુમ બૈધર્વ ધર્મ કબુલ કરો ઓર યે સબ ઢોંગ છોડ દો.

**રાધાજી**—મહારાજ આપ ઘડી ઘડી મને વિધવા ધર્મ વિશે કહો છો ત્યારે મારે કહેવું પડે છે કે, વિધવા ધર્મથી શું સારૂ થવાનું છે. વિધવા રહેવા કરતાં આ બળી મરવું એ હજાર દરજ્જે ઉત્તમછે.

**જોગી**—જબ તુમારા બિચાર પુનઃલગ્ન કરનેકા હય કયું ?

**રાધાજી**—મહારાજ હું મારા વાસ્તે તો બીલકુલ કહેતી નથી. પણ અલબત એ રીવાજને તો પસંદ કરૂંછું.

**જોગી**—ઐસા હય તો હમકું બતાવ કે કોનસે શાસ્ત્રમેં લીખા હય કે પુનઃલગ્ન કરના ?

**રાધાજી**—જોગીરાજ પારાશર ઋષીએ પોતાની પારાસર સહીંતા ચોથા અધ્યાયમાં વિધવાના ધર્મ એવા કહ્યા છે કે,—

**नष्टेमृतेप्रव्रजितेक्लीबेश्चपतितेपतौ ॥**

**पञ्चस्वापत्सुनारीणांपतिरन्योविधायते ॥**

અર્થ—ધણીનો પત્તો લાગતો ન હોય, ધણી મરી ગયો હોય, સન્યાશી થયો હોય, નપુશક અથવા પતીત થયો

હોય તો એ પાંચે આપત્તીની વખતે સ્ત્રીએ બીજો પતી કરવો. આ શિવાય બીજી અનેક દલીલો[1] છે. માટે વિ-ધવા રહેવા કરતાં બીજો વર કરવો તેમાં ધર્મ છે એમ ખચીત માનવુ.

જોગીરાજે આવી રીતે તેને કસોટી વતી ઘણી કશી જોઇ પણુ સતિ રાધાજી પોતાના દ્રઢ મનથી જરા પણ ડ-ગ્યાં નહી તેથી જોગી કહે બાઇ, એ જો તીન લાસેં પડી હય સો અપની અશલી સુરત પર આવે, તો તુમ કૈશા બિ-ચાર રખતે હો; રાધાજી કહે; મહારાજ એવું તો કયાંથી બને, પણ કદાપી આવું પરમાત્મા પરમેશ્વર બનાવે તો મારે સંસારમાં રહેવા આનાકાની નથી. જોગી બોહોત અચ્છા કહી હાથમાં ટકાવેલો તુંબીપાત્ર હેઠે મૂકી, કાષ્ટચિતા વીખી નખાવી, ત્રણે લાશોને એક બાજુ પર ગોઠવી રાધાજીને એક તરફ ઉભી રાખી, પોતાની લાંબી જેષ્ટીકાથી ત્રણે લાશોની ચોગરદમ કુંડાળું કાઢયું, આ તમાશો જોઇને લો-કો તો દિંગમુંઢ થઇ ગયા, અને માંહો માંહે ચરચા ચલા-વવા લાગ્યા, કોઇક આ જોગીને ખોટો કહી, નિંદે કે બીજો તેને સાચો કહી તેના વખાણ કરે વિગેરે વિગેરે કલ્પનાશ-ક્તિથી પોતાની મતી પ્રમાણે કહેવા લાગ્યા, આણી મેર જોગીરાજે કુંડાળું કઢી રહ્યા બાદ પોતાનું તુંબીપાત્ર ઉપા-ઠયું અને તેમાંથી જળની એક અંજળી લઇ પોતાના મનમાં

---

૧ દાખલા.

મંત્રોચ્ચાર કરવા લાગ્યો બાદ થોડી વાર તેમ કર્યા પછી તેણે અંજળી તે ત્રણે લાશોપર છાંટી કે તરતજ તે લાશોમાં ચૈતન્ય આવ્યા જેવું દીશવા લાગ્યું તથા પોતાના અંગના અવયવો આમથી તેમ હાલવા લાગ્યા, જે જોઇ જોવા મળેલા લોકો વિશમય થઈ કહેવા લાગ્યા ખરેખર આ જોગી કોઈ ચમ્તકારી છે. આટલામાં તો જોગીએ એક બીજી અંજળી ભરી તેના ઉપર છાંટી કે ત્રણે લાશો બેઠી થઈ. એટલેતો સર્વે કોઇ આ જોગીને પરમેશ્વરનો અવતાર સમજી તેનાં વખાણ કરવા મંડયા પણ તેટલામાં તો આ જોગી ત્યાંકને, અલોપ થયો તે કોઈના કળવામાં પણ ન આવ્યો. રાધાજીએ પાસે આવી પોતાના પુત્રનો હાથ પકડી પૂછયું. તે વખતે તેનું મૂખ કમળની કળી માફક ખીલી નીકળ્યું હતું. તેણે પુછયું વહાલા પુત્ર હરિપ્રસાદ તું કેમ બોલતો નથી, આવાં તેનાં વચન સાંભળી હરિપસાદે ઉંચુ મુખ કરી તેના તરફ જોયું પણ તેટલામાંતો માણસોના ઢેળના ઢેળ વળી ગયેલા તેના જોવામાં આવ્યા જેથી ત્રણે જણા ગભરાવા લાગ્યા એટલે રાધાજીએ તેને હાથે ઝાલ્યો તથા બાળમૂકંદ તથા સત્યવંતીને તેના બીજા સગાઓ તેને ઘેર તેડી ગયા. આણીકોરે જોવા મળેલ મેદની પણ તરેહ તરેહની પ્રસંશા કરતી સહુ સહુને ઘેર ગઈ. રાધાજીએ ઘેર આવી રસોઈ તૈયાર કરી ત્રણે જણા નીમશામપણે ખાઇ તૃપ્ત થયાં અને ઘણી રાત જવાથી પોતપોતાને ઠેકાણે કેટલીક ચરચા ચલાવી પોઢયાં. સવારે વેહેલાં ઉઠી ચારે જણે

નાહી ધોઈ પાઠ પુજા કરી જગદીશ્વરની પ્રાર્થના કરી.

## લાવણી.

ગોવાલન કહેતી જસોદાસેં. એ રાગ.

પ્રભુજી વિનતી સુણો મારી, પ્રભુજી વિનતી સુણો મારી;
રહો અમારે સહાય, વિનતી કરીએ દિલ ધારી.
નિરંજન નાથ તમે ભારી, નિરંજન નાથ તમે ભારી;
વાર કરી બહુ ગરિબ જનની, સદા બ્રહ્મચારી. પ્રભુજી૦
અકળ છે ગતી તારી ન્યારી, અકળ છે ગતી તારી ન્યારી.
વેદ પુરાણ કુરાન કિતાબે, કીર્તી છે તારી. પ્રભુજી૦
સદા તું પરિબ્રહ્મ ઉપકારી, સદા તું પરિબ્રહ્મ ઉપકારી;
દીનપણાથી કરૂં વિનતી, કરો કબુલ મારી. પ્રભુજી૦

## રાગ પરજ.

મારે મન સામળો સારોરે, દુજો જગ લાગે ખારોરે;
લોભ લાલચને કામની ફાંસી, દેખાએ દશ દીશ;
અંધ થઈ તેમાં જે પડશે, રૂઠ્યો તેને ઈશ. મારે૦
સંસાર સાગરમાં બોળવાને, શક્તિ ફરે નવ સાર;
તેહ થકી બચી ચાલશે જે જન, ઉતરસે ભવ પાર. મારે૦
રામ રાખે તેને કોઈ ના ચાખે, એ કહેવત કહેવાય;
સીંચનદોરી હાથ છે એને, બીજાથી શું થાય. મારે૦
નિંભા મહીં જેમ માંજરી[1] બાળ, જીવ્યાં ત્યારે વિશ્વાસ;
મેહેર કરી અમ ઉપર મોરારી, ઉગાર્યા અવિનાશ. મારે૦

૧ બીલાડી.

આ પ્રમાણે પ્રભુ પ્રાર્થના સર્વ સંગાથે મળી કરી રહ્યા બાદ પોત પોતાને આસને બેઠા. એટલામાંતો ગામના લોકોમાંથી જેઓ ઓળખીતા હતા તેઓ મળવા આવ્યા અને તે દિવસ તથા તે પછી પણ કેટલા લોકો તેમને ઘેર જતા. એમ કરતાં વાત જુની પડી એટલે સહુ સુખ ચેનમાં વરતવા લાગ્યાં.

દોહરા.

પૂર્ણ કર્યું આખ્યાન આ, શાણા સજ્જન કાજ;
પઢજો સહુ પ્રીતે ખરે, સુધારિને શિર તાજ.
ભૂમી[૧], વેદ[૪], રસ[૯], શશિ[૧] તણી, પૂનેમને બુધવાર,
શ્રાવણ માસે સ્નેહથી, પુસ્તક કરયું તૈયાર.
પ્રબળ પ્રાંત તો કચ્છ વિશે, ઉત્તમ પૂર અંજાર;
રાજ્ય કરે મહારાવ જ્યાં, રૂડા રાવ ખેંગાર.
કરી કાવ્યા તે ગામમાં, ઉલટી ધરી બહુ અંગ;
સુધારીને વાંચો સદા, સજી નીતીનો સંગ,

સત્યવંતી આખ્યાન સમાપ્ત.

# જુદા જુદા વિષયપર જ્ઞાન પ્રસંશા.

## પ્રભાતીઊં.

કહું તને માનવી કાન દઇ સુણુ સખા,
જગત છે આળ પંપાળ સારો.
નાશ દિપક તણો પવનથી થાય છે,
જાય છે માનવી એમ અકારો;
માટે ભગવાનને ભજ અલ્યા ભાવથી,
તો થશે આતમા શુદ્ધ તારો;
કહું તને માનવી કાન દઇ સુણુ સખા,
જગત છે આળ પંપાળ સારો.
કુડ કપટ કરી લોભ લાલચ ધરી.
ઠ—ગબાજી થકી સર્વ ખોયું;
વ્યસન વિષેશ તેં દેહથી દાખીઆં,
નારીમાં સ્નેહથી મન મેહ્યું.
અંત કાળે સહુ અળગું રહેશે અરે,
આવશે જે સમે યમ વારો;
કહું તને માનવી કાન દઇ સુણુ સખા,
જગત છે આળ પંપાળ સારો.
હોય જો આશ કાંઇ મોક્ષ મળવા તણી,
તો કરો કાર્ય સહુ સઘ સારાં;
પર ઉપકારમાં પ્રીત બહુ જોડીને,
ચોડ, જે કૃત્ય લાગે નઠારાં.

એક નિષ્ટા થકી મન ધરીને વકી,
ધર્મનો એકઠો કર્ય ભારો;
કહું તને માનવી કાન દઇ સુણ સખા,
જગ્ત છે આળ પંપાળ સારો.
ભીડ ભંજન ભગવંતનો સંત થઇ,
ખંત ધર દિલમાં જ્ઞાન મળશે;
પાપ અમાપ કદી આંહી કરીઆં હશે,
ભક્તિ ભાવે કરી તેજ ટળશે.
જાન મ્હમદ તણી વાણી સાચી ધણી,
દિલથી લે ભણી થાય આરો;
કહું તને માનવી કાન દઈ સુણ સખા,
જગ્ત છે આળ પંપાળ સારો.

દોહરો.

ભજ મન ધન કહું રામને, નામ લીધે દુઃખ જાય;
ઘટ પટ ત્રઠમાં જે વસે, જેમ પવન જગ વાય. ૧

## જુગાર ન ખેલવા વિશે

## ગરબી.

એ વાંસલડી વેરણ થઇ લાગીરે વ્રજની નારને, (એરાગ)
અરે જુગારી શરમ તજીને જુગટુ 'શાને ખેલતા. ટેક.
માની કહ્યું મારૂં મુકી દયોને, મોટા જેને ટેલતા. અને૦
એથી ગણુશે સહુ દાંભિકજનમાં, વિચાર કરોરે કંઇ મનમાં;

એથી રઝળી મરશો જગ વનમાં અરે૦
પૈશો ન મળે જુગટું રમવા, સાંસા પડશે પછીથી જમવા;
જાશો તેથી ચોરી કરવા. અરે૦
જગમાંહિં નકિ નિર્લજ થશો, વેહેવાર તમારો રેહેશે ન કશો;
જન દંડ સહીજ નર્કેજ જશો. અરે૦
નથી શાસ્ત્રે લખ્યું જુગટુ રમજો, વળી વેદ પૂકારી કહે સમજો,
કદી કોઈ જન ના જુગટુ રમજો. અરે૦
નળરાજા હરિશ્ચંદ્ર શૂરા, પાંડવ પણ સત્યવાદી પુરા;
દ્યૂત રમતાં થયા તેમના ચુરા. અરે૦
દંડ તાપ સહી વનમાં ફરતા, વળી કષ્ટ અતિ સીરપર ધરતા;
તે પણ તોબા તોબા કરિને રડતા. અરે૦
નથી લાભ નકી એમાં ભાઈ, એ વાત કહુ સુણો ન્યાઈ;
સદગુણને રાખો કર સાઈ. અરે૦
જાનમહમદની એવી વાણી, જુગટું નવ રમશો આ જાણી;
જાણી રમશે તેની થશે હાણી. અરે૦



## કાબિલ સિક્ષક રાખવા વિશે.

### રાગ ઉપર પ્રમાણે.

અરે લખનારા દિલ દરિયાફ કરીને ચરચો વાતને. એ ટેક
જો કાંઈ કરતાં સુધરે તો સુધારો આર્યજ ભ્રાતને.
સુધરે શું જમાનો આ સારો, સારો તો કહેવાનો વારો;
વારો ભણનારા કાચા યારો. અરે૦

કાબિલ કારિગર જો મળશે, મળશે તો પાયો સારો ચણશે;
ચણશે રીખાઉ ન સુધરશે. અરે૦
નિશાળોમાં તેવું આજે, આજે હું કહુ સહુને કાજે;
કાજે કાચા શિખાઉ ના છાજે. અરે૦
એ આ સીખે બાળક નાનું, નાનું બી કે ભણવે છાનું;
છાનું શિખ્યાથી ભણશે શાનું. અરે૦
મતિ મોનિટરોની શું હોયે, હોયે કદી શું ભણાવે તોયે;
તોયે નથી જાણતા નજરે જોયે. અરે૦
એ બાળક શું શીખે સારૂ, સારૂ માનો કહેણુ છે મારૂં:
મારૂ કહેણ છે તે કરો પ્યારૂં. અરે૦
ન્યુસપેપરમાં ડહાપણ ડોળી, ડોળીને લખો વાતો પહોળી;
પહોળી લખતાં બુદ્ધિ ખરચો બોહોળી. અરે૦
લખવાથી થશે કહો શું ભાઈ, ભાઇ જે લખો તે કરો ન્યાઈ;
ન્યાઈ કહેવાશો સદા સુખ દાઈ. અરે૦
મારી મરજી લ્યો સ્વિકારી, સ્વિકારી લેજો દિલધારી;
ધારી કવિતા કરવા સારી. અરે૦
છે જાનમહમદની આ વિનતી, વિનતી ધરતાં મળશે સુમતિ;
સુમતિ મળતાં ટળશે દુર્મતિ. અરે૦

---

## કેફિને શીખામણ

તારે ચરણે નમાવું શીશ સહેલી રીશાણાં રહીએ નહી એ રાગ.
ભાઇ ગાંજો ભંગ અફીણ, સજ્જન પ્રીતેથી પીજીએ નહી.

એથી થાયે બુદ્ધિ હીણ. સજ્જન૦
વળી લાંછન લાગે અપાર; સજ્જન૦
નથી એમાં કાંઈ સાર, સજ્જન૦
જાય આબરૂ આ જન માંઈ, સજ્જન૦
વળી માન ઘટે જ્યાંહી ત્યાંહી; સજ્જન૦
દારૂ દરદનો કરનાર, સજ્જન૦
અફીણ આચારનો હરનાર; સજ્જન૦
ગાંજો પીવાથી ઘેલાં થવાય; સજ્જન૦
ભાંગ પીતાં ભાનજ જાય; સજ્જન૦
પીશે તેને છે ધિક્કાર, સજ્જન૦
નિશો માત્ર ખરાબી કરનાર. સજ્જન૦
લાજ એક ટકાની થાય; સજ્જન૦
માટે મુકો એ ઉપાય, સજ્જન૦
નહીંતો દુઃખી થાશો નર નાર, સજ્જન૦
જાનમહમદ કહે છે સાર. સજ્જન૦

---

## બાળકને વિદ્યા આપ્યા વિશે.

### ગરબો.

લોચન મનનોરે જઘડો લાગ્યો લોચન મનનો ( એ રાગ. )
રૂપજ જનનુંરે, વિદ્યા છે રૂપજ જનનું. "ટેક"
વિદ્યા વગરનો માનવી, પશુ બરાબર જાણ;
પુંછ કરતાં મુંછ કરી, એતો ભૂલી ગયો ભગવાન. વિ૦

જ્ઞાન શાન વિવેકની, ખોટજ દીશે અપાર;
કૃત્યો સહુ અવળાં કરે, ભારે મારી એણે જણનાર. વિ૦
ભણો ભગિનિને ભ્રાત સહુ, કિર્તી વધવા કાજ;
અવિચળ રહેશે નામ બહુ, મોટું માન મળે મહારાજ. વિ૦
પર ઉપકારો તો થશે, ઇલ્મ[1] હશેજ અપાર;
ગરવા ગ્રંથોની મહીં, ગાશે કવિજન ગુણ નિરધાર. વિ૦
ભરત ખંડ અસલે હતો, ઇલ્મ તણોજ નિધાન;
દધિ ભયો દુરગુણ તણો, સહુ કુસંપ તણા ફળ માન. વિ૦
માટે સજ્જન સાંભળો, મૂકો બાળ નિશાળ;
આપો વિદ્યા હોંશથી, મટી જાશે આ કાળ વિકાળ. વિ૦
પૈશો પૈશો કરી કરી, ગયા મરીજ વડીલ;
ગયો નહીં તે સાથમાં, આગ બાળે કાં લૂટે ભીલ. વિ૦
અમે એમ કહેતા નથી, ઉડાઉ બનજો આપ;
વિગતે વિગતે વાવરો, જોઈ મધરે માખીનું માપ. વિ૦
દશ પદ વાંચો કામનાં, કરો પાઠ ધરી પ્યાર;
કાવ્ય તણો રસ સમજશે, જાનમહમદ ગુણી જે અપાર. વિ૦

## મનોરંજક બત્રીશી સ્ત્રીના રૂપ વિષે.

### મનહર છંદ.

નાજુક નારી છે એક, રૂપ રંભાથી વિશેક;
નિચુ જો ધરીને ટેક, આભ મંડળ ફાટશે.
ઈંદ્ર લોક મહી થશે, હળા હળ હવે ઝટ;

---

1 વિદ્યા.

ચંદ્ર અને સૂરજનો, તેજ ઘણો ઘટશે.
નઉતમ નીલમ પહેરી, સીંદુરથી સેંથો ભરી;
ટીલડીથી સોભા ઘણી તિલકની ન્યારી છે.
અંજન ભરેલી આંખ, જોઈ ઝાંખ પામે સહુ;
કહે જાનું શું વખાણું, અનુપમ નારી છે. ૧

---

દિવસ એકને સમે, સુંદર શણુગાર સજી;
બની ઠની બેસ થઈ, ચોકમાં બીરાજી છે.
કિર્ણ તેજ વંત તેના, ભળ્યા જઈ ભાણુ થકી;
જેથી પૃથ્વી ભૂલી જવાં, ગ્રહથી અથડાઈ છે.
ધ્રુજારો ભુ તણો સુણી, લોકમાં ગભરાટ ભયો;
આવો મનોહર રૂપ, નારીઓને આપ્યાં છે.
કહે જાનું શાણા સુણો, નારીઓના રૂપ તણો;
પારતો પમાય નહી, અલંકાર આપ્યોછે. ૨

---

સખી જો બપૈયો પાપી, કંઠથી પીયું ઉચારી;
વ્રેહ તણા બાણ મુને, કાળજામાં મારેછે
આગતો અંતર અતી, ધૃતથી બમણી બતી;
પીયુ પીયુ પીયુ કરિ, પીયુને સંભારેછે.
પીટયા પીયુ વસે મારો, પરદેશ માંહી ત્યારે;
પળ પળે આવી મારો, જીવડો ઉકાળેછે.
માંન્ડ માંન્ડ વાત મેં, વિસારી હતી વ્રેહતણી;
તેને તું કરાવી યાદ, બાણ શીદ મારેછે. ૩

---

પરનારી તણી પ્રીત, કરશો ન કોઈ યારો;
લોક ફિટ ફિટ કરી, કહેશે વ્યભિચારી છે.
ધન જશે ધુળ મળી, લજા પણ લોપિત થશે;
બુડે પેઢી સાત એવી, રીત એ નઠારી છે.
લાગ્યો હશે ઝાટકો, તે રૂઝાશેરે કોઇ કાળે;
અંતરનો ઘા થયો, તે રૂજવવો ભારીછે.
કહે જાનુ નારી તણી, પ્રીતછે અંગાર રૂપી;
બુજાવ્યાથી બુજે નહીં, એવી દુઃખ કારીછે. ૪

---

## ફટાવ.

વાત ઉચ્ચારૂં, માનો મારૂં, નથી નઠારૂં, છે બહુ પ્યારૂં,
નારી સારી, નીરખી ભારી, અતિ રૂપાળી, નજરે ભાળી
જેથી મનમાં, દુખીઓ જનમાં, હુંજ ફરૂંછું, પીડ મરૂંછું,
આંખ કટારી, સાને મારી, કીધાં કારી, ઘા વિસ્તારી,
નારી ભારી, નાશી ગઈ છે, ક્યાં જઈ રહી છે,
વિયોગ સાલે, પ્રેમ લલચાવે, કહો શું થાયે, નથી ઉપાયે,
જીવજ જાયે, વિણ પ્રિયાથી, નથી મન બીજું, દેખી રીજું,
નહી તો ખીજું, ક્યારે મળશે, મુજને જલશે, પ્યારી ફલશે,
એમ વિચારૂં, પણ નઠારૂં, થાય ન સારૂં, જેમ ન ધારૂં,
તેથી ન્યારૂં, ન્યારૂં ન્યારૂં, મન મુજ બાળું, અતિ અકાળું,
થાતું આવે, મન લલચાવે, કોઈ ના ભાવે, છેદ ફટાવે,
જાનું ગાવે, કવિ રીઝાવે, સુઘટ સમજાવે, પૂરણ પદ પાવે,

હય હય હાયે, પ્રીત થકી. ૫

---

## કવિત.

પવંગકે સંગ ટટ્ટુ ન ચલે જું, ખટુકકે સંગ ચલે ન કદા;
નંગકે સાથ કુનંગ લગે જબ, નંગકો રંગ ઘટેજ તદા.
તેજકે સાથ નિસ્તેજ મીલે, મરનેકે કરિબ બનેજ જદા;
જાનમહમદ ફંદકે સાથ અંગાથહીં ફંદ જડેલ સદા. ૬

---

## વિધવિધ દોહરા.

### દોહરા.

વણીક લોભી દ્રવ્યમાં, ગુણકા લોભી યાર;
સજ્જન લોભી માનનો, એ જાણો નિરધાર. ૭
પુસ્તકના લખનારની, ટુંકામાંહી તપાસ;
જો કરવી ભાસે તને, વાંચ દિબાચો ખાસ. ૮
લંડન લાડકું આ સમે, શું કારણ કહેવાય;
પુછ્યું પણ છે પાધરૂં, સંપ સદા તે ત્હાય. ૯
મુંબઇને બહુ માન છે, કારણ કથી બતાવ;
જવાબ છે સહેલો સરસ, લક્ષ્મીનો છે લ્હાવ. ૧૦
ચોપાનીએ ચડી ઘણી, અમદાવાદ અપાર,
વસે વિદ્વમાં આગળા, વિદ્યાનો એ સાર. ૧૧
કપોળ કારનદાસને, દુર્ગારામ સુણાય;
કર્યા કામ જશના અતી, એથી તે વખણાય. ૧૨
રાજ્ય કવિ કચ્છમાં નથી, એ કૌતક કહેવાય;

રાજ્યમંડળ કચ્છનું કવી, દેખી નહાશી જાય. ૧૩
બાળકનું તો પારખું, પારણીએ પરખાય;
નીરતણું જ્યમ પારખું, સ્થિર થયે જણાય. ૧૪
છતમાં છહાકા ઉકલે, છતમાં છલબલ હોય;
છતમાં છળ સહુ સાંપડે, છતમાં છે મહિમાય. ૧૫



## કવિત મનહર.

### અધરોષ્ટ.

જલચરકો દિલ જલસે લગો,
અરૂ નારીકો નેહ લગે નરસેં;
સાધુકે દિલ તિરથ વસે,
જેસા કંજુસ રાજી રહે જરસેં;
યારકે દિલ દિલદાર લગે,
જાનું આસ્તિક દિલ લગે હરસેં;
ચંદ્ર ચકોરકે દિલ લગો,
વયેસો જાનુંકો દિલ લગો હરસેં. ૧૬



## કવિત મનહર.

હસ્તિના અસ્તિતણો ચુડલો ચતુરા ધરે;
સિંહતણી ખાલ શીવ મનમાં સોહાવેછે.
મૃગતણી છાલ રૂષિ મુનીને મન મણી;
ગેંડા તણી છાલ બાદશાહુંતો બનાવેછે.
સામરની ખાલ છે સીપાઇને મન સારી;

બકરીની ખાલ ભરી નીરતો પીલાવેછે.
અરે પ્યારા પક્ષીતણા પર કામ આવે ઘણા;
પણ એક આદમ તુજ ખાલ પણ નકામી છે. ૧૭



## મનહર છંદ.

આજ અંગ્રેજ કરે ફેલને ફિતુર ફના,
મના નથી માઈ પૂત ભણે કોઈ ભાવથી;
હુન્નર હજાર ઘણા ઘણા કર્યા ગ્નાન તણા,
મણા નથી મહીપત કેરા લખ લાવથી.
ઇંજન અનેક કામ વિજળી કરે વિશ્રામ,
રીઝે જન ઘંટ ઘળીઆળાંના ઘાવથી;
અરે શુરો સાહેબ દીનકર ધરનાર એવો,
જાનુંતણો છંદ શણો કાજનો કટાવથી. ૧૮



## દોહરો.

કેફ તણું વર્ણન કરવાને, સુજ્યો મન વિચાર;
કરી સંગત કેફી તણી, મળવા કંઈ આધાર. ૧૯
સુણી વસ્તુના ગુણની, કાવ્ય તો ઠીક થાય;
પણ દ્રષ્ટે દેખી કરે, તે ઉત્તમ કેહેવાય. ૨૦
માટે અનુભવ મેળવી, કથન કહુ જન પાસ;
નજરે તેથી આવશે, કેફ તણા ગુણ ખાસ. ૨૧
કાળકુટ, મધુ, ભાંગને, ગાંજો, કેફ ગણાય;
માજુમ, ખુરફી ને લવીંગ, ખાઈ જન હરખાય; ૨૨

## ५६.

ભજનમેં રમરે સંતો લાગી રામસેં ધુન. એ રાગ
નિશો કોઇ નહીકરવોરે, એથી ઉપજે અતી હાણ;
દારૂ બાજી પાજી જેવા કરે, ઘણાને ખ્વાર;
સંગત થઇ તો જોર થકી તે; પ્યાલો દેશે પ્યાર. નિશો૦
અરે ભાઈ મને ના જોઈએ, એ ધર્મ તણો ખોનાર;
તરત દાખલો રૂષિ મુનિનો; દઈ બેસે અલગાર. નિશો૦
જુવો પીએ પોલીશ કમિશ્નર, મેતા મુનશીખૂબ;
દીવાન પણ કોઈ ખુબ ઉડાવે, લઈ સાથે મહા ખુબ. નિશો૦
બ્રાહ્મણ, નાગર, અને વણીકો, વિદ્યામાં ભરપુર,
ફ્રેચ, જીન, ઉલટામ ઉડાવે, થઇ નિશે ચકચુર. નિશો૦
લાલ ગુલાબી રંગ તણી જો, નવ પીધિ ભાઇ બ્રાંડી;
મુવા આપણી નાજુક નારી, છતે કંથ ગઇ રાંડી. નિશો૦
અશલ આપણાં પુન્ય હતાં તે, નાદ કરસ લઇ રમતા;
હાલ સાલ જ્ઞાની બંધનનું, તેથી નથી કંઈ કરતા. નિશો૦
કેમ તમારી મતી ફરીછે, શાને કહોછો નાય;
દેવી આપણી સહુથી મોટી, તે મુકે છે ક્યાંય. નિશો૦
પ્રથમ કુંભ મધુપાન તણો, જો ભોગ ધરે કો જન;
તો દેવી દીલથી, તેના પર, પૂર્ણ થાયે પરસન. નિશો૦
હાલ પીયેછે પ્રીતથકિ સહુ, છેક નથી એ છાનું,
ત્યારે પ્યારા તુજને, આ વ્હેમ ભરાણું શાનું. નિશો૦
આમ કરી ફાંસી વળગાડે, ભોળા જનને ભુંડા;
પીયે પછી તે પ્રીત થકી તો, ભરી મધુના કુંડા. નિશો૦
દારૂથી તો દીલ ચુંથાએ, ગભરામણ મન આવે;

આંખ ફરે છળથી ભરેલી, બિભિસ્ત મુખે બોલાયે. નિશો૦
અકલ તણી તો વાતજ ઉડે, તનમાં ઉપજે તાપ;
પગ કરમાં શક્તિના રહેવે, પળ પળમાં પરિતાપ. નિશો૦
નથી ફાયદો નિરખ્યો મેં, એક ટાંક તણો નિરધાર;
ફિટ ફીટ હોજો પીનારાને, ફીટ તેની જણનાર. નિશો૦
મા ભગ્નિ કે બાપ તણી તો, સાન ન આવે લગાર;
તે પાપીના મુખ પર રહેજો, પાપ તણી પેજાર. નિશો૦
પુર્ણ લખ્યુંછે પુરાણમાં, ને કુરાનમાં એ રીતે;
પીનારો છે નર્ક નિવાસી, કાં જનમ નર્ક ખચિતે. નિશો૦
જાન મહમદ જાણ કરે તે, ધરશે નહીં જે કાન;
સ્વર્ગ, મૃત્યુ, પાતાળમાંતે, ખોસે નિજનું માન. નિશો૦

## દોહરા.

મરવું છે માન વંતને, કરવું છે શુભ કામ;
સુતો શું સમજી અહીં, કંઈક આણ દિલ જ્ઞાન. ૨૪
માયા રૂપી મળ વીશે, મુઝાણા જે જન;
તેને આગળ આવશે, વહેલું જાણ વિજ્ઞાન. ૨૫
શાહ, બાદશાહ, ને ધરે, ઓછી થઈ અલખત;
કારણ સોબીક ના મળે, પૂરણ જશે જન પત. ૨૬
કાષ્ટ તણો કીડો કરે, કુરકી કુરકી ખાડ;
તેમ વિત વીગતે ગયું, પુર્ણ ભરાણી ભાડ. ૨૭
મર્મ દોહરાના ઘણા, ઉંડા અપરંમ પાર;
જ્ઞાની જન શોધી શકે, તંત્વ તેનો તલભાર. ૨૮
ચેતો દેશી માહેરાં, શીખો ઈલ્મ સદાય;
દવા દર્દ ની શેધતાં, ઉત્તમળળે ઉપાય. ૩૦

હુંનર કલમ સંગ્રહ કરે, વળી કરે જે વિચાર;
જાન મહમદ જનને, ઉત્તમ મળે આચાર ૩૧
દેશ તણું ભલુ જે કરે, શામધર્મ તે શૂર;
ભલે જનમ્યો તે ભાઈ મુજ, પૂરણ વિદ્યા પૂર. ૩૧
અભિવંદન કવિને કરૂં, હશે ભુલ ભરપૂર;
માફી તેની આપતાં, નહી જશે કો દુર. ૩૨

### દોહરો.

વિદ્યા પાન વિગતે કરો, સૌ સજ્જન નર નાર;
સરસ્વતિ મંદર ઉંચ છે, જાણો મહી મોઝાર.

## છેવટની સલામ.

### લાવણી.

ગોવાલન કહેતી જસોદાસે, મૈયારણ કહેતી જસોદાસે.
સમાલ અપ ગોકુલ કનૈયા, બિલમ પડા હમસે. (એ રાગ)
લેઓ સબ સલામ સરીઅતસે, લેઓ સબ સલામ સરિઅતસે.
આપ બડે મેહેરબાન હમારે, કરો કબુલ દિલસે. લેઓ૦
સલામ મેં કરૂં સુનો ઉનકો, સલામ મેં કરૂ સુનો ઉનકો;
દિયા જન્મ ઉદરસે જીસને, રખે રાજી તુમકો. લેઓ૦
નમું મા બાપકું ઉન પીછે, નમું મા બાપકું ઉન પીછે;
જીને ખીલાકર કીયા બડારે, જગમે મજબુતે. લેઓ૦
સલામ હય મૈફલ દરમ્યાને, બંદગી મૈફલ દરમ્યાને;
જાનમહમદ અદબ બજા કર, ખડા એક ધ્યાને. લેઓ૦



# આશ્રય પત્ર.

**નીચે લખેલા મેહેરબાન ગ્રાહકોએ આ પુસ્તકને આગળથી આશ્રય આપ્યો છે. તેઓનાં મુબારક નામ.**

| ( કરાચી ) | નકલ. |
|---|---|
| સુંદરજી વિસરાંમ. | ૪૦ |
| ઠકર. મેઘજી જેરામ. મી. લે. ક. હે. ક. | ૩ |
| ખોજા. રામજી પેઠાભાઇ. | ૧ |
| ઠકર. ગોકલ મોનજી. | ૧ |
| જોશી. કીમત પ્રમાનંદ. | ૧ |
| ઠકર. ભાણજી પ્રેમજી. | ૧ |
| ઠકર. લાલજી લોલાણી. | ૧ |
| રા. રા. રાંમજી ચાંપશી. પા. વી. ઇ. ના. આ. માસ્તર. | ૧ |
| ઠકર. ભાણજી ઓધવજી. | ૧ |
| વૈદ. કેશવજી ઝીણા. | ૧ |
| ઠકર. દેવજી દામજી. મુ. પ. ભ. છ. | ૧ |
| ઠકર. ખીમજી વાધજી. | ૧ |
| સોની. હીરજી દામજી. | ૨ |
| સુતાર. શીવજી લાલજી. | ૨ |
| મીસ્ત્રી. ગોપાલજી કચરા. | ૨ |
| ભાવસાર. માવજી ભવાન. | ૨ |
| પરમાર કાંયા દેસળ. | ૧ |
| મીસ્ત્રી. મોરારજી જેઠા. | ૧ |

રાજગર. હીરજી કાનજી. ૧
કંસારા. નારસી તલકસી. ૧
સોની. રામજી લખમસી. ૧
શોઢા. લધા આસીરીઆ. ૧
પંડ્યા. કાનજી ભવાનજી. ૧
રા. ભગવાનજી વિઠ્ઠીરજી. ન. રૂ. ઈ. ના આ. માસ્તર. ૨
રા. મનજી રાણા. ભ. દો. ૧
ઠક્કર. કરશન શીવજી. ૧
ઉપાધ્યા. અંબારામ હરજીવંન. ૧
શા. ખોડીદાસ પ્રતાપસિં. ૧
રાજગર. રાઘવજી દેવજી. ૧
ઠક્કર. મોનજી ખટાઉ. ૧
મેતા. તેજપાળ ખેતશી. ૧
સુતાર. જેઠા કાનજી ૧
ભાવસાર ખેંગાર ગાગજી ૧
સોની કાળીદાસ લખુ ૧
સુતાર ભવાન રણછોડ ૧
વિદ્યારથી જેઠા કાનજી ૧
રા. રા. પરસોતમદાસ હરજી ૧
પી. એચ. પરમાર ૧
રા. ઠાકરસી પરસોતમ પરમાર ૪
ભાવસાર સીવજી વીરાણી ૧
ભાવસાર મેઘજી દામજી ૧
શા. રૂગનાથ પ્રેમજી ૧

| | |
|---|---|
| ઠકર. રામદાસ જીવણ | ૧ |
| શા. રામજી બેહેચર. | ૧ |
| જોશી. પ્રધાન હંસરાજ. | ૧ |
| શા. સામજી કલ્યાણજી કલાર્ક | ૧ |
| શા. ખેતશીભાઇ કાલા. | ૧ |
| સુતાર. રણછોડ મેઘજી. | ૧ |
| શા. લધા રામજી. | ૧ |
| ઠકર. ત્રીકમજી કુંવરજી | ૧ |
| દે. મા. આર. જે. વાલજી નારણજી. | ૧ |
| શા. મોતીચંદ ચત્રભુજ. | ૧ |
| શા. સોમચંદ ખોડીદાસ. | ૧ |
| મેતા મુલચંદ નાગજી. | ૧ |
| શા. નારણ ડાહ્યા. | ૧ |
| મીસ્ત્રી કેશવજી દેવરામ. | ૧ |
| મીસ્ત્રી. પ્રાગજી રૂડા. | ૧ |
| મીસ્ત્રી કાનજી દેવજી. | ૧ |
| જાની જગજીવંન નારાણ. | ૧ |
| પટેલ મીયાજળ તેજા. | ૧ |
| સુતાર. પ્રેમજી જેઠા. | ૧ |
| મીસ્ત્રી નાનજી વસરાંમ. | ૧ |
| પરમાર ભીમજી દેસળ. | ૧ |
| પ્રાણજીવંન હરીરામ. મી. ઇ. મેતાજી | ૧ |
| વોરા. હીમચંદ ગુલાબચંદ. | ૧ |
| સુતાર. દેવસી જેઠા. | ૧ |

મીસ્ત્રી. ધનજી મેગજી. ૧
મીસ્ત્રી લીલાધર મોરારજી. ૧
મીસ્ત્રી. પરસોતંમ લાલજી. ૧
શા. છગન થોભણ. ૧
ઠકર. ઉકરડા દેવજી. ૧
ઠકર. માધવજી ગંગાધર. ૧
મીસ્ત્રી નાગજી રાઘવજી. ૧
મીસ્ત્રી નાગજી ખીમજી. ૧
મીસ્ત્રી પ્રેમજી રણછોડ. ૧
મીસ્ત્રી. દેવરાંમ ગોપાલજી. ૧
મીસ્ત્રી કલ્યાણજી ખેતશી. ૧
સુતાર પરશોતંમ નાન્જુ. ૧
માસ્તર નાગરદાસ થોભણદાસ. ૧
શા. સુંદરજી નાનજી. ૧
શા. પરશોતંમ નરસિંહદાસ. ૧
સુતાર. ગોવિંદજી ડુંગર. ૧
સુતાર માવજી તેજસી. ૧
મીસ્ત્રી. ખાકી સીવજી. ૧
મીસ્ત્રી નારાણ ભીમજી. ૧
પંચોળી કામેશ્વર નથુરાંમ. ૧
મેતા. મીઠાભાઈ રવજી. ૧
ભાવસાર. ચત્રભુજ વાલજી. ૧
ઠકર. કાળીદાસ કાનજી ૧
જોશી. વેલજી પરશોતંમ. ૧

શા. રાયચંદ ધારશી. ૧
પ્રેમજી નાનજી મી.ઈ. મેતાજી. ૧
જીવાજી ફકીરાજી. ૧
મારવાડી. ઈભજી લાલુ. મીસ્ત્રી ૧
મીસ્ત્રી મુશાખાન મીઠુ. કંતરાકટર ૧
વીરચંદ કલ્યાણજી. મી. ઈ. આ. મા. ૧
ઠક્કર. વેલજી નથુ. મુકાદમ ૧
ભાવસાર ગોપાલ વાલજી. ૧
સુતાર ગોકલદાસ જેરાંમભાઇ. ૧
મીસ્ત્રી. પ્રાગજી સીવજી. ૧
મીસ્ત્રી. ભીમજી શામજી. ૧
સુતાર. ખીમજી વીરજી. ૧
ઠકર. કાળીદાસ કુંવરજી. ૧
રાવળ જીવરામ ભવાનીશંકર. ૧
સોની. લીલાધર ધરમશી. ૧
ત્રવાડી. રૂગનાથ વલંમજી, ૧
માસ્ત્રી શીવજી ધારશી. ૧
લુવાર. મોનજી લખુ. ૧
કારીગર અભુઆદ માણી. ૧
રા. નથુભાઈ લીલાધર. ૧
દેશાઈ. મોરારજી રણછોડ. ૧
મેતા. હીરાચંદ પ્રેમજી. ૧
રા. કુંવરજી કરશનદાસ. ૧
રા. રામજી માવજી. કંટરાકટર. ૧

શા. નાનચંદ પ્રતાપસિં. ૧

કચ્છ નખત્રાણા.

ઠકર. હરદાસ દામજી મારફત.

ઠકર. હરદાસ દામજી.

જોશી નથુભાઈ કરસનજી વકીલ. ૧

ઠકર. વીસનજી ખીમજી ૧

ઠકર. ગોકલદાસ રતનશી. ૧

ઠકર. મુલચંદ લધા. ૧

શેઠ. નેણશી કેશવજી. ૧

ઠકર. હરીરામ દેવચંદ. ૧

કચ્છ મકવાણા.

ઠકર અરજણ હરચંદ. ૧

કચ્છનીરોના.

ઠકર. સામજી ઉકેડા. ૧

કચ્છ ઉખેડા.

ઠકર. પ્રાગજી હંસરાજ. ૧

કચ્છભૂજ.

પરમાર. મુરૂ કારાણી. ૧

કચ્છ ગુંદીઆરી.

ઠકર. રવજી દામજી. ૨